# પ્રેમઘેલા પ્રવાસીનું પવિત્ર જીવન.

( ગતાંક પૃષ્ટ ૨૫ થી ચાલુ. )

## ખાંદીની બેઅદબી !

હમે ન્હોતું જાણ્યું, ચરણ ચૂમતાં લાત પડશે !
હમે ન્હોતું જાણ્યું, હૃદય મળતાં રોવું પડશે !
પ્રીતિના વ્હેળામાં, ભયંકર અહો આગ બળશે !
અને અંતે આળાં, જીવન અમ સૌ ખાખ મળશે ! ! !

**પાદરાકર.**

ઘણીવાર સુધી એના એજ તાનથી સાકી સુરભરી મોહન મધુરી બંસી કરૂણ રાગની મૂર્છના રોવા લાગી.

" દુઃખુવામેં કેસે કહુ મેરી સજની ! "

કેવળ બંસીજ રોઇ એમ નહતું. સાકી પણ સાથે " હૃદય તજ્યું સુખ દ્વારથી. " સૂઇ ગયેલી સુન્દરી સેલીમાના મ્હોં સામુ જોઇ ગાયન પુરૂ થતાં રોઈ, અને તેની મુખપ્રભાથી ઓપતા પલંગની કોરપર ધીરે રહીને બેઠી. શિરાઝીના જોમથી, ગુલાબી ગાલો-પર લોહી એકઠું થવા માંડ્યું અને તે પરની સુરખીમાં અજબ રતાશ ઉમેરાઇ, પરવાળાને લજાવે તેવા તેના અધર શરાબની ખુમારીથી ફડફડતા હતા. મન્દ પવનથી જેમ કોમળ વેલડી કંપ્યા કરે, તેમ સેલીમાનું હૈયું ધીરૂં ધીરૂં ધબકતું, અને શ્વાસોચ્છ્વાસની સાથે સિરાઝીની મીઠી તીવ્ર ગંધ ઉડતી હતી. કપાળ ઉપર સેંથી આગળની લટોની ઝીનારીએ મોતીદાણાની સેર જેવી પસીનાના બુન્દની હાર ગોઠવાઈ હતી.

સૌથી પહેલાં તો પાસે જઈ સાકીએ પોતાના છેડા વતે બેગમના મ્હોં પરથી શ્વેતબિન્દુ લુછી નાખ્યાં.

લ્હોતાં લ્હોતાં ત્હેનો હાથ કંપી ઉઠયો, અને તે પલંગ પરથી દૂર જઇ ઉભી. આંખો જાણે ભભકી ઉઠશે, હૈયુ જાણે ચીરાઈ પડશે, કંઠ જાણે કરમાઇ જશે, ને સમગ્ર જીવન જાણે પ્રભુપદનું પ્રવાસી બનશે ! એવાં એવાં વિચીત્ર ચિન્હો તેના દરેક અંગમાં ફરકી ઉઠયાં.

તે એકાંત ગૃહમાં ઉભી ઉભી સાકી કોણ જાણે શાએ વિચારમાં સ્થિર થઈ ગઈ. પરમસુખના મુગા ભાવ કદીક કદીક એવા હોય છે, પણ તેને બીચારીને શું ખબર કે—

શું જાણે કે પરવશ થઇ આંસુ છે ન્હોરવાનાં ?
શું જાણે કે હૃદય ધરતાં ધાજ છે લાગવાના ?
આ સંસારે પ્રથમ પ્રીતિએ કોણ જાણી શકયું છે ?
કે પ્રીતિનું, રૂધિર સઘળું ઉષ્ણ અશ્રુ તર્ણું છે ?

પાછી સાકી ધીરે ધીરે જઇ સેલીમાના પલંગ ઉપર બેઠી, અને તેથી પણ ધીરે ધીરે, અને ઘણીજ સાવધાની સાથે, બેગમના–સાકીના જીવન જેવી બેગમના શીરીન્ ખૂશબોબર ગાલપર એક ચૂમી લીધી. તેનાં નેત્રો અનન્ય પ્રકાશથી ચમકી ઉઠયાં. ગાત્રો ધ્રુજી ઉઠયાં, તેનું હૈયુ હવે ઘણા જોરથી ધબકવા લાગ્યું. આખા શરીરમાંની નસેનસમાં લોહી જાણે વીજળીના વેગથી દોડાદોડ કરવા લાગ્યું. આજ સાકી જાણે સ્વર્ગમાં વિહરે છે. તેની અનંતકાળની તૃષા છીપતી હતી. તેના મનોરથોને મ્હોર આવ્યા હતા, તે કૃતાર્થ થઈ હતી. કેમ ! તે હવે જાણુતા નથી !

સાકી જે બાજુ તરફ મ્હોં કરીને બેઠી તે તરફ સામેજ એક મોટો આરસો હતો. ઓરડામાં તે વખતે બધીએ બધી બત્તીઓનો ઝગમગાટ ઓલવાયો હતો નહિ. આતુર હૃદયની કેટલીક અપૂર્ણ આશાઓની પેઠમ કેટલાક દીવા સળગ્યા કરતા હતા.

સાકીએ નજર ઉઘાડી જોયું તો, સ્વચ્છ અને સુવાસિત ફુલોના હારથી સોહામણો લાગતા આરસામાં એક વિશાળ કપાળવાળી થોભાદાર મુચ્છોના ગુચ્છાવાળી પડછંદ પુરૂષની મૂર્તિ જણાઈ. અણધાર્યા સર્પ દંશથી જે હાલત થાય છે, તે અત્યારે સાકીની થઇ.

હવે તે નજર પાછી ખેંચી લેવાની હિંમત કરી શકી નહિ. મનમાં સમજી કે, આ જે માણુસ ઓરડામાં આવેલો દિસે છે તેણે તેનાં બધાં કારન્જે દીઠાં હશે. બાદશાહી રંગમહેલમાં બંદોબસ્ત તો એવો પાકો રહેતો કે ત્યાં કોઈ પરાયુ આવી શકતું નહિ. ત્યારે આ માણુસ તે ખુદ બાદશાહ તો કદાચ નહિ હોય ?

સાકીએ ફરી નજર ઉપાડી તાકીને આરસામાંની મૂર્તિ તરફ જોયું. ખાત્રી થઇ કે, છાયા બાદશાહ વિના બીજા કોઇની હોઇ શકેજ નહિ. બાજુ પરજ એક મોટી તસવીર ટીંગાઇ રહી હતી, એકવાર તે તરફ નજર કરી, અને પાછુ આરસામાં જોયું. એજ! આબેહુબ એજ ! એમ ખાત્રી થતાંને વાર સાકીના હોશ ઉડી ગયા. તે કંપી ઉઠી, અને બેહોશ થઈ પડી. જીવનની આશા સુદ્ધાંત ન રહી.

બેગમ ઘોર નિદ્રામાં સુતેલી છે, અને એક બાંદી તેને વ્હાલભર્યું ચુંબન કરે છે તે જોઇ, પહેલું તો બાદશાહને હસવું આવ્યા વિના રહ્યું નહિ, ને મનને ઉલટો હરખ ભર્યો સંતોષ થયો કે ખૂબસુરતીના દાવામાં સેલીમા બેદરીફ છે. બેહસ્તની પરીઓ પોતાની જીવન સખી સેલીમાથી વધુ સુંદર નહિ હોય !

સારી આલમનું નૂર એક મ્હારી સેલીમામાં છે. અદના ઓરત જાત પણ ત્હેની ખૂબસુરતી પર આશક થઇ પડે છે. આફ્રીન !

સાકીને જનાનખાનામાં નોકરી મળવાને ઘણો વખત થયો હતો નહિ, તેથી તે બાદશાહની નજરે આવેલી નહિ. બાદશાહે ત્હેને જોઇ આશ્ચર્યથી સવાલ કર્યો—"કોણ છે, અયૂ ? આટલી મોડી રાત્રે, બેગમની બાજુપર પડી પડી શું બકતી હતી ?"

સાકીએ મનથીજ ઠરાવ કર્યો કે, જવાબ નહિ આપવામાંજ સલામતી છે. નહિ તો કમબખ્તી જરૂર આવવાની.

બાંદીને ચૂપ થઇ ગયેલી જોઇને બાદશાહની અજાયબીનો પાર રહ્યો નહિ. ખ્યાલ

કર્યો કે વખતે તે દિવાની તો નહિ હશે? ગુસ્સો બતાવી બાદશાહે સવાલ કર્યો:-"અય્ બાંદી, ચૂપ કેમ રહી છે? તું કોણ છે, અને આવે વખતે શું કરતી હતી?"

સાકીએ જવાબ આપ્યો:—"હું કોણ છું, તે ન કહી શકું તો જહાંપનાહ!"

આ બેધડક જવાબ સાંભળી હિંદુસ્તાનની સારી સલ્તનતનો માલેક ઘડિભર ચૂપ થઇ ગયો. વિસ્મીત બની ગયો અને તેણે કમરે લટકી રહેલી શમશેર પલકવારમાં બહાર ખેંચી કહાડી, તે ઝગમગના દિવાના તેજમાં ઝળહળવા લાગી. પણ જરા વિચાર આવી જતાં, શમશેર મ્યાન કરી અને કહ્યું:-"ઔરતના લોહીથી, મ્હારી તેજીલી તલવાર ખરડાશે નહિ. આ બેઅદબીભરી ચાલને માટે, એક બાંદીજ ત્હારા ખૂલ્લા દિલપર ફટકાના મેહ વરસાવશે. એજ સજાને તું લાયક છું!"

તે વખત સુધી સાકીના હૈયાના ઉંડામાં ઉંડા અંતરમાં બચી જવાની આશાનું એક ઝીણું ઝાંખુ કિરણ સળગતું હતું. બાદશાહનો હૂકમ મ્હોંમાંથી નીકળતાંજ, તેના હોંશકોશ ઉડી ગયા. તે ધ્રુજતે અવાજે બોલવા લાગી. "શહેનશાહ! મ્હારા લોહીથી આપની તેજીલી તલવાર લાંછિત નહિ થાય. કરો! ઘા કરો! કેમકે હું નામરદ ઔરત જાત નથી પણ આદમ બચ્ચો છું!"

આ તોપના ધડાકા જેવાં વજ્ર વચન શ્રવણ પુટપર અથડાતાંજ શહેનશાહ બાદશાહની આંખ ફાટી ગઇ. આંખમાંથી ગુસ્સાની આગના તણખા ઉડવા લાગ્યા. ફરી એકવાર પેલી તલવાર, મ્યાનમાંથી ઝણુઝણાટ કરી બહાર નીકળી પડી પણ આ વખતે પણ શાહે પોતાના મીજાજપર કાબુ રાખી તેને મ્યાન કરી, અને અજાયબી સાથે ઘૂરકતે અવાજે તેઓ ગાજી ઉઠયા:-શું આદમી? આદમી મ્હારા રંગમહેલમાં? તે તે વળી આટલી રાત્રે? અય, કમજાત! મોતની સજા સુખ અને શાન્તિની છે. ત્હારાપર એ મ્હેરબાની ઘટતી નથી. એક બેહયા જલ્લાદની હાજરી સાથે, ગીધ કુત્તાં ત્હારી લાશપર મીજબાની ઉડાવશે! નાપાક! એ લાયક સજા થશે!!

સાકીના પગ ઢીલા થઈ ગયા. ખસવાની ઘણી ખ્વાહેશ છતાં પણ, પગ ઉપડી શક્યો નહિ. મહામહેનતે તે બાદશાહના પગ આગળ જઇ પડી.

સેલીમા-પવિત્ર દેવી સેલીમા! સાકીનું જીવનધન સેલીમા આ વખતે સુખમાં ઘોરતી હતી. તેની તરફ બાદશાહ કરડી નજરથી જુએ છે, તે જાણી સાકીના હૈયામાં પહેલાં કદી નહિ સાંભળ્યું હોય તેવું જોર ઉભરાયું. તરતજ તે દ્રઢ પગે ઉઠીને ઉભી થઈ. અને સ્થિર નજરે બાદશાહ તરફ જોઇને બોલી: "શહેનશાહ જો આપનો હુકમ હોય તો, મ્હારો બધો હેવાલ આપની આગળ બ્યાન કરૂં? પછી ચાહ્ય તે હુકમ ફરમાવશો!

બાદશાહે પહેલાંનીજ માફક કરડે અવાજે જવાબ આપ્યો:-ઠીક! કહેવું હોય તે કહી લે, પણ તેથી તું મોતની સજામાંથી બચી નહિ શકશે!"

(અપૂર્ણ.)

# आदर्श रमणी चरित्र।

## સતી સીતા.

૧.

સીતા એ પૌરાણિક દ્રશ્યની પ્રધાન પ્રતિમા, સીતા એ પૌરાણિક બાગનું પ્રધાન પુષ્પ; તેના હૃદયનું બળ, પતિપૂજ્ન, સતીત્વ પ્રભૃતિ નારીધર્મ જે શાસ્ત્રોમાં વર્ણિત છે; તે વાંચતાં અન્તરમાં એ નિશ્ચય થાય છે કે, આવી સતી—સાધ્વી રમણી અન્ય કોઇ પ્રદેશમાં પ્રાદુર્ભુત થઇ નથી. અન્ય કોઇ જાતિના ઇતિહાસમાં સીતા સમાન નારીનો ઉલ્લેખ અવલોકવામાં આવતો નથી. પાપના બીભત્સના મધ્યમાં પ્રલોભન અને ભયથી વીંટાઇને તેણે જે ચરિત્રની પરાકાષ્ઠા દર્શાવી છે; તે અન્ય કોઈ ઇતિહાસમાં અવલોકવામાં આવતી નથી. કદાપિ આધુનિક લોકો તેઓનું ચરિત્ર કાલ્પનિક કહિ શકે; કિન્તુ પ્રકૃત પક્ષમાં જે તે ઉચ્ચશિક્ષા પૂર્ણ તે સર્વ સ્વીકારશે. સ્વામીએ ચરિત્રમાં સન્દેહ કરી આ કાળને માટે ત્યાગ કર્યો; કિન્તુ પોતે તે સર્વ વીસારીને જગત્ સ્વામીમય અન્ય કોણ જોઈ શકે ? કેટલી રમણી પદદલિત થઇને, ઉપેક્ષા પામીને, જે સ્વામી અનાદર કરે છે, જે સ્વામી ચરિત્રમાં દોષારોપ કરે છે; તેઓની સ્મૃતિ—જીવનનો હાર, સુખનું એક માત્ર અવલમ્બન માનીને ગ્રહણ કરી શકે ? નિવિડ શ્વાપદલ વનમાં ભયાનક હૃદય વિદારક યંત્રણાના મધ્યમાં લક્ષ્મણે જ્યારે સીતાને મૂકી દીધી—ત્યારે તેના મુખમાં અન્ય વાત નથી—પવિત્ર નારીના મુખમાં પોતાની વાત નથી **" કેવળ પરજન્મમાં રામના સમાન સ્વામી જોઈએ—તેઓ મને ક્ષમા કરે "** એ મૂલમંત્ર જપીને કેટલી સ્ત્રીઓ જીવન વ્યતિત કરી શકે ? જે રમણી અસર્યંરપર્સ્યરૂપા, જેઓ આહાર કષ્ટ શું કહેવાય તે જાણતા નથી, ગર્ભાવસ્થામાં જેઓને પ્રસન્ન રાખવાને માટે કલ્પનિક. અશોકકાનન સહસ્ત્ર સહસ્ત્ર રૂચિકર પદાર્થો જેઓની ક્રિડાની સામગ્રી જેઓ કેવળ હર્ષના હિંડોળામાં હિચકતાં, શોક શું પદાર્થ છે તે જાણતા ન્હોતા, તેઓ પાંચ માસનો ગર્ભ ધારણ કરીને નિદારૂણ કષ્ટે ભીષણ વનમાં દીનાતિપાત કરે છે. ભયાનક કષ્ટમાં પણ તેના મુખથી એકવાર પણ શબ્દ નિકળ્યો નહિ કે, " સ્વામી બહુજ કઠોર " કેવળ નેત્રના જલવડે ભૂમિ ભીંજાઈ ગઈ બીજી વાત નહિ. જેને પુત્ર થશે તે સમયે સમ્પૂર્ણ અયોધ્યા આનન્દિત થશે એમ અનુમાન થતું હતું, જેને માટે અસંખ્ય રત્નરાશિઓનું આયોજન હતું; તેજ પુત્ર રત્ન આજ નિર્જન વનમાં ઉત્પન્ન થયાં. સીતાએ શય્યા—બીછાનાના અભાવે પુત્રને પુષ્પચય ઉપર સુવરાવ્યા. સીતાના મુખમાંથી દીર્ઘ નિશ્વાસ પૂર્વક કેવળ એજ શબ્દ નિકળ્યો " ભારી આશા હતી કે, રામના ખોળામાં પુત્ર અર્પણ કરીશ. " અહો ! ! આવી અસાધારણ સ્વાર્થ—ત્યાગ અમાનુષિક સહિષ્ણુતા કેટલા માણસોમાં જોયેલ છે ? કોઈ ઇતર દેશના ઇતિહાસમાં આવા પ્રકારનું ચરિત્ર જોવામાં આવે છે ? રમણીનું હૃદય સ્નેહ અને ભક્તિથી ભરપૂર એ વાત કોણ સ્વીકાર કરશે નહિ ? એમ કોણ ઉચ્ચું મુખ કરીને કહી શકનાર છે કે, રમણી શિક્ષાના આદર્શ સ્થાનીયા નથી ? સીતાના હૃદયમાં જે ગુણ જોવામાં આવે છે. તેના હૃદયમાં જે સુરત્નોનું પ્રશસ્ત કાનન તે ક્યાંય

પણ સંસારમાં જોવામાં આવે છે ? એક જણ સુખી રહેશે એમ ધારીને કોણ પોતાનું સુખ, પોતાનું અસ્તિત્વ પર્યન્ત પણ વિસર્જન કરવા તતપર થઈ શકે ?

૨.

જે સમયે રામને વનગમનની આજ્ઞા થઈ વનગમનની સર્વ તૈયારી થઇ ગઇ અને રામ સીતાના સમિપમાં વિદાય માગવા ગયા; તે સમયે સીતાના મુખમાં અન્ય વાત નથી. તે છાયાની માફક અનુગમ કરશે એજ તેની એકાન્ત ઈચ્છા. રામે ઘણુંક સમજાવ્યું-અનેકવાર કહ્યું. વનવાસનું કષ્ટ તેઓનાથી સહન થઇ શકશે નહિ. તે દુઃસહ યાતના રમણીને માટે નથી; પરન્તુ તેથી સીતાના અન્તરનું સમાધાન થયું નહિ.-હૃદયને સમજાવી શકી નહિ. સ્વામીજ તેઓનું જ્ઞાન, સ્વામીજ સુખ, સ્વામીજ ઘરેણા. સ્વામીના પશ્ચાત્ ગમનજ સતીનું એકમાત્ર વ્રત; તેણે કેવળ એટલુંજ કહ્યું કે, છાયા શરીરના અનુગમન કર્યા સિવાય રહિ શકે નહિ. સ્ત્રી સ્વામીના સુખે સુખી, દુઃખે દુઃખી, સ્વામી પૂજાજ જેઓનો એકમાત્ર ધર્મ. સ્વામી તેની વાત સાંભળ્યા વિના રહી શકે શું ? રામચન્દ્રે સ્વીકાર્યું. સીતાએ સમુદય પરિચ્છદ અલંકાર વગેરે પરિત્યાગ કરીને વલ્કલ વસ્ત્ર ધારણ કર્યાં. આ સમયે સીતાના હૃદયમાં ઉત્સાહ કે સ્વામીના દુઃખની સહચરી થઇશ, જે યાતના જીવનમાં સાંભળેલ નહિ તેનો સેંકડોવાર અનુભવ કરવો પડયો; તથાપિ તેની એકમાત્ર એજ અભિલાષા કે, સ્વામીના સંગાથે છાયારૂપી થઇને દીનાતિપાત કરશું. પ્રિયપાઠક ! દણ્ડક કાનનું દ્રશ્ય મનમાં આવવાથી કેના મનમાં ઉત્ફુલતાનો ઉદય થાય નહિ.? રામચન્દ્ર યોગીનો વેશ ધારણ કરીને પીતાની આજ્ઞાના પાલનને માટે અતુલ સુખ, હિમાચલ સમાન ધનરાશીનો તૃણવત પરિત્યાગ કરીને વનમાં ફલ મુલ આહાર દ્વારા જીવન ધારણ કરેલ છે. સીતા તેના દુઃખની સહધર્મિણી સેવા કરે છે. એ પવિત્ર દ્રશ્ય દેખવાથી કયું હૃદય વિગલિત થાય નહિ ? કેના મનમાં પવિત્રતાનો આવિર્ભાવ થાય નહિ ? જીવનાદર્શ સ્વામીને અર્થે સદા સર્વદા સ્વસુખનું ચિન્તવન પર્યન્ત ન કરે તેવી રમણિઓ જગતમાં કેટલી છે ? હિરક ખચિત અલંકાર જેઓના અંગમાં શોભા પામતા હતા, પટવસ્ત્ર જેઓને પહેરવાનાં વસ્ત્ર હતાં, તેઓજ આજે વનફુલ ભૂષણ અને વૃક્ષ પત્રનાં વસ્ત્ર ધારણ કરી ઘોર અરણ્યમાં સ્વામી પૂજા રૂપ મહાયજ્ઞમાં દિક્ષિત થયેલાં છે. સીતાએ વીકટવનમાં સ્વામી સેવાનો આરમ્ભ કર્યો; એ શું શિક્ષા લેવા લાયક નથી ?

૩.

અગ્નિ પરીક્ષા સીતાના જીવનની એક શ્રેષ્ટ ઘટના સર્વના સન્દેહ દૂર કરવાને માટે રામે પરીક્ષા લેવાનું મન કર્યું. લક્ષ્મણ દુઃખી થયા. હનુમાનજીનું હૃદય દુઃખમાં જર્જરીભૂત થયું; કિન્તુ સીતાના મુખમાં બીજી વાત નથી-તેણે પ્રકૃત સતીની માફક પરીક્ષા આપવાનું સ્વીકાર્યું. સ્વામીનો સન્દેહ દૂર કરીશ એજ તેની અભિલાષા. અગ્નિમાં પ્રવેશ કરીને જેમની તેમ અગ્નિ કુણ્ડમાંથી બહાર નિકળી. સર્વે આશ્ચાર્યાન્વિત થયા. સતીનું સતીત્વ નિરૂપિત-પ્રમાણિત થયું.

હૃદયનું ખરૂં બળ ન હોવાથી આવું કઠિણ કાર્ય કરી શકાય નહિ. હૃદયની સરલતા વિના ભીષણ અગ્નિમાં પ્રવેશ કરી શકાય નહિ.

રામાયણમાં વર્ણવેલા સીતાના ચરિત્રની આલોચના કરતાં અનેક ગુણગરિષ્ટોનું નિદર્શન

---

આ લેખ વેદ દૃષ્ટિએ લખાયલો છે. ગુણાનુરાગ દૃષ્ટિને લેઇને તેને અત્ર સ્થાન આપવામાં આવ્યું છે. દરેક બ્હેનોએ તેમાંથી મળતા સારનું ગ્રહણ કરવું એજ તેમની ઉન્નતિના ઉદયસૂચક પગલું છે.

થાય છે. જેની ગણના આ ક્ષુદ્ર લેખમાં કરવી સર્વથા અસમ્ભવ. સીતા એ પવિત્રતાની જ્વલન્તમૂર્તિ, સરલતા, મહત્વ પ્રભૃતિ ઉચ્ચગુણો તેના હૃદયના ઉત્તમોત્તમ હાર. પ્રલોભનના મધ્યમાં નહિ પડતાં ચરિત્રનું બળ દેખાડવું તેટલું કઠણ કામ નથી; કિન્તુ જેઓ અસંખ્ય વિભિપકા, અસંખ્ય પાપના મધ્યમાં રહીને ચરિત્રની નિર્મળતા રાખી શક્યા છે; તેઓજ જગતમાં પૂજ્ય ગણાયા છે એટલુંજ નહિ કિન્તુ તેઓનુંજ હૃદય પ્રકૃત પુણ્યનું આલય મનાયું છે. સીતામાં અમો આ દ્રષ્ટાન્ત સારી રીતે જોઇ શકીએ છીએ. રાવણના ઘરમાં રહીને અનેક પ્રલોભન પ્રાપ્ત થવા છતાં તેણે પોતાના પવિત્ર ચરિત્રને અપવિત્ર થવા દીધું નહિ. તેઓ પાપની પેટીમાં પુરાઇ જવા છતાં રામથી તીલાર્ધ પણ પૃથક્ રહ્યા નહોતા.

દુરાત્મા રાવણે તેઓને છેતરવાને માટે કેટલા યત્નો કર્યા—રામલક્ષ્મણના મૃત્યુના સંવાદ સંભળાવ્યા જેને સાંભળવાથી સીતા બીતા થઇને તેનો આશ્રય ગ્રહણ કરે; કિન્તુ સતી સીતાનું હૃદય જરા પણ વિચલિત થયું નહિ. સતીનું સતીત્વ કોઇ પ્રકારે ક્ષુભિત થયું નહિ. સતીનું સતીત્વ સ્વલ્પ પણ અન્તર્હિત થયું નહિ. પુણ્યવતી સીતા કોઇ પ્રકારે રામની વિસ્મૃતિ કરી શકી નહિ.

૪.

સીતાના આવા અનેક અમાનુષિક ગુણોને અવલોકીને ઇતિહાસવેત્તાઓએ તેઓના જન્મના સમ્બન્ધમાં એવી આશ્ચર્ય ઘટનાનો ઉલ્લેખ કરેલ છે તેનાથી જે સર્વ ગુણો જોવામાં આવે છે તે સાધારણ મનુષ્યમાં ક્યારે પણ જોવામાં આવતા નથી તેથી તેઓ સીતાને પૃથ્વીની પુત્રી કહીને લખી ગયા છે. આ કલ્પનાનો અસ્પષ્ટ અર્થ એજ કે, પૃથ્વી જે પ્રમાણે અસાધારણ ત્યાગ સ્વીકાર કરી શકે, પૃથ્વી જે પ્રમાણે પરના અત્યાચારો સહન કરી શકે; તેની પુત્રી ન હોય તો સીતા આવા ગુણોનો પરિચય આપી "યત્પરો નાસ્તિ સહનશિલતા" કેમ દર્શાવી શકે? સીતાનું ચરિત્ર આદર્શ એમાં કાંઇ પણ સન્દેહ નહિ. સીતાનું ચરિત્ર ભારતના ઇતિહાસમાં એક ઉજ્વલ મણી તેથી એ ચિત્ર પ્રત્યેક રમણીના હૃદયમાં અંકિત થઇ રહેવું પરમાવશ્યકીય છે.

**સૌ. નંદકુંવર.**

---

# साहित्य सत्कार.

**બુદ્ધિપ્રકાશ** પુ. ૬૨ માર્ચનો અંક ત્રીજો. પ્રકાશક ગુજરાત વર્નાક્યુલર સોસાઇટી અમદાવાદ. લાંબા વખતથી ગુજરાતની અનન્ય સેવા બજાવતું આ માસિક અમોને નિયમિત રીતે મળે છે. શ્રીયુત ગોખલેનું ટુંક જીવનચરિત્ર તથા સેવા ધર્મ, ગુપ્તકાળની હિંદુસ્તાનની આર્થિક સ્થિતિ તથા હેરાકલીઝનાં કષ્ટો આદિ લેખો ધ્યાન ખેંચે છે,

**સાહિત્યઃ**—નામ પ્રમાણેજ કામ કરી બતાવતું–અતિ ટુંક સમયમાં સર્વત્ર પોતાના કર્તવ્યથી જાણીતું ને પ્રિય થઇ પડેલું આ માસિક ગુજરાતની સેવા નિયમિતપણે બજાવી રહ્યું છે. તેના નિયમિતપણા માટે અમો તેના ચાલાક મી. મગનલાલ કાંટાવાળાને ધન્યવાદ આપીએ છીએ. ગરીબ બાપકો ગ્રેજ્યુએટ નામનો લેખ હાસ્ય સાથે ઘણા વિચાર ઉપજાવે છે. હિંદી પ્રજાની શ્રેષ્ઠતા–ચાર્લોટીબ્રાંટી તથા જીવનના ગત સમયનાં પુનરાવર્તન એ લેખો ખાસ વાંચવા જેવા છે. હમ તેની ફતેહ ઇચ્છીએ છીએ.

**ધન્વંતરી**—માર્ચ ૧૯૧૫ અંક ૩ પ્રકાશક ભોગીલાલ ત્રી. વકીલ. વિસનગર, ઉપયોગી. વૈદક વિષયો ચર્ચતું આ માસિક ગુજરાતની ઠીક સેવા બજાવે છે. પેટંટ દવાઓનાં ભોપાળાં હમણાં તેણે ઠીક પ્રકટ કરવા માંડયાં છે. અન્ય લખાણો પણ ઉપયોગી છે.

**ભાગ્યોદય**—એપ્રીલ ૧૯૧૫ નો અંક બીજો. પ્રકાશકઃ રા. જેઠાલાલ દે. દવે. અમદાવાદ. હમણાં આ માસિકે ઠીક વધારો કર્યો છે. ચિત્રો પણ આપવાં શરૂ કર્યા છે. તેમજ વિષયો પણ ઉપયોગી ચર્ચે છે. અમે તેનું દીર્ઘાયુ ઇચ્છીએ છીએ.

**જીજ્ઞાસુ**—ચૈત્ર ૧૯૭૧ અંક ૯. ઠ્રો. તંત્રી પ્રાણજીવન ઓધવજી ઠક્કર-ભાવનગર. થીઓસોફીકલ સોસાઈટી હમણાં જે વાચન ને શિક્ષણ આપી રહ્યું છે તેમાં આ માસિક ઠીક મદદ કરે છે. વિષયો સામાજીક અને ઉપયોગી આપે છે.

**દિગંબર જૈન**—સંપાદક મુલચંદ કીસનદાસ કાપડીઆ સુરત. વીર સં. ૨૪૪૧ ચૈત્ર. ગયા આઠ વર્ષથી કોમની સેવા બજાવતું આ માસિક મહાવીર જયંતીથી પોતાનું પ્રથમ પૃષ્ઠ શરૂ કરે છે. વિનાકારણ કેદમાં પીડાતા અર્જુનલાલ શેઠી માટે નમ્રતાપૂર્વક અરજ તથા મ્હારી દુઃખી જીંદગીનો હૃદયભેદક ચિતાર તથા વીર ભગવાનને અરજી આદિ લેખો અભિનન્દનીય છે.

---

## बॉर्डींग प्रकरण.

**ભાષણઃ**—રા. રા. પોપટલાલ સુખલાલ વઢવાણ નિવાસી બી. એ.એ બોર્ડીંગમાં પધારી એક કલાક સુધી સ્ટુડન્ટોને Physical well being શારીરિક સૌંદર્યતા વિષે ઇંગ્લીશમાં સુંદર અને છટાદાર ભાષણ આપ્યું હતું, અને Physical well being, એ Proper breathing, Proper drinking, Proper eating and proper regulating of activities એટલે યોગ્ય શ્વાસ લેવાથી, યોગ્ય પાન કરવાથી, યોગ્ય ખાવાથી અને યોગ્ય નિયમસર ચપળતાથી ખીલી શકે છે તે આબેહુબ રીતે સમજાવ્યું હતું; તથા શુદ્ધ શાન્ત ચિત્તે એકાગ્રપણે **शिवमस्तु सर्व जगत** નું ઉદાત્તસ્ત્ર ગાઇ બતાવ્યું હતું. મી. પોપટલાલ ગૃહસ્થના લેબાશમાં એક પ્રાયઃ સાધુજીવન વ્યતિત કરે છે. તેઓની પરમાર્થપરાયણતા અને સાદાઇ અનુપમ છે. દરેક કેળવાયલા બંધુઓએ તેમના જીવનના ઉદાત્ત આશયમાંથી ધડો લેવા જેવું છે. પોતે જ્ઞાનવંત છતાં, સુવાન છતાં કેવળ નિરાભિમાની અને સાત્વિક વૃત્તિના પોષક અને કેવળ સાદા છે. ખરેખર તેઓ જો પોતાનું આવું વર્તન સદા કાયમ રાખશે તો તેઓ ભવિષ્યમાં એક મહાપુરૂષની કોટીમાં ગણાશે એટલુંજ નહિ પરંતુ વિશ્વમાં ઘણોજ ઉપકાર કરી શકશે.

આ સિવાય રા. રા. મણીલાલ મોહનલાલ પાદરાકર કે જેઓ આ બોર્ડીંગના લાભાર્થે નીકળતા બુદ્ધિપ્રભા માસિકના સંપાદક છે તેમણે બોર્ડીંગના વિદ્યાર્થીઓને એક કલાક સુધી Divine love પવિત્ર પ્રેમ વિષે ભાષણ આપ્યું હતું જેની રૂપરેખા આ નીચે દોરી છે.

**શ્રીયુત્ પાદરાકરનું ( Divine Love ) સ્વર્ગીય પ્રેમ ઉપર વ્યાખ્યાનઃ-**

ગઇ તા. ૧૩-૪-૧૫ મંગળવારને રોજ રાત્રે અત્રેની શ્રી. જૈન શ્વે. મૂ. બોર્ડીંગના મકાનમાં વિદ્યાર્થીઓનો એક મેળાવડો ભરવામાં આવ્યો હતો.

શરૂઆતમાં મુંબાઇવાળા મી. દામોદરદાસ દુર્લભજી બધેકાએ એક સુંદર કાવ્ય ગાઇ શ્રોતાઓને આનંદ આપ્યા બાદ શ્રીયુત્ પાદરાકરે પોતાનું વ્યાખ્યાન શરૂ કર્યું હતું. તેમનો વિષય-Divine Love યાને સ્વર્ગિય પ્રેમ એ હતો. તેમણે પ્રથમ સ્થૂલ પ્રેમ ઉપર વિવેચન કરી બતાવ્યા બાદ સત્ય-શુદ્ધ પ્રેમ, તેના પ્રકાર, તેનો આવિર્ભાવ, તે પ્રાપ્ત કરવાના ને નીભાવવાના રસ્તા, સ્થૂલ પ્રેમ અને સૂક્ષ્મ પ્રેમની તુલના, પ્રેમ માટે કરાયલા ને કરાતા પ્રાણાર્પણ,

આદિ વિષયો ઘણીજ સુંદર અને સુલલિત ભાષામાં ચર્ચ્યા બાદ સ્વર્ગીય પ્રેમ કે જે પ્રેમીને પરમાત્માના ચરણકમળ પાસે દોરી જઇ તેને યાવતમુક્તિ અપાવી શકે છે તેવા પ્રેમને છટાદાર રીતે કહી બતાવ્યો હતો. બાદ બોર્ડીંગ તરફથી તેમનો ઉપકાર માન્યા બાદ મેલાવડો બરખાસ્ત કરવામાં આવ્યો હતો.

### બક્ષીશ ખાતે.

૧૯-૧૨-૦ રા. રા. તલકશી હરી હ. વેલજી ટંકજી. મુ. વઢવાણ સીટી.

૨૫—૦-૦ બાઇ રૂપાળી શા. પ્રેમચંદ રવચંદની દીકરી, હ. વાડીલાલ છગનલાલ રવચંદ. અમદાવાદ ઘાંચીની પોળ.

### માસિક મદદ ખાતે.

૨૦—૦-૦ રા. રા. શેઠ કાળીદાસ ઉમાભાઈ બા. સને ૧૯૧૪ ના જુલાઇથી તે માસ ડીસેમ્બર સુધી માસ છના તથા સને ૧૯૧૫ ના માસ જાનેવારીથી તે એપ્રીલ સુધીની મદદના માસ ચાર. કુલ માસ દશના માસિક રૂપીઆ બે લેખે હ. તેમના સુપુત્રો. અમદાવાદ ટંકશાળ.

૧૦—૦-૦ રા. રા. શ્રીયુત શેઠ જગાભાઇ દલપતભાઇ ભગુભાઇ બી. એ. બા. માસ માર્ચ તથા એપ્રીલના બે માસના.

### ખર્ચે ખાતે.

૧૮-૧૪-૩ બોર્ડીંગના વિદ્યાર્થી ચંદુલાલ મયાચંદ બા. બોર્ડીંગમાં રહી બી. એ. ની પરીક્ષા પસાર કરી તેની ખુશાલીમાં બોર્ડીંગના વિદ્યાર્થીઓને શીરટ આપી તેના ખરચના આપ્યા તે. રાધનપુર.

૯૩-૧૦-૩

**મીટીંગઃ**—બોર્ડીંગના વિદ્યાર્થી ચંદુલાલ મયાચંદ બી. એ. ની પરીક્ષામાં પાસ થયા તેમની ખુશાલીમાં બોર્ડીંગના સર્વ વિદ્યાર્થીઓએ એકત્ર મળી પોતાની લાગણી પ્રદર્શીતકુત તેમજ મી. ચંદુલાલને બોર્ડીંગને હમેશની યાદગીરીરૂપ એક માનપત્ર રા. રા. શેઠ લલ્લુભાઇ રાયચંદના સુહસ્તે એનાયત કરવામાં આવ્યું હતું. બોર્ડીંગના વિદ્યાર્થીવર્ગ તરફથી મી. મગનલાલ માધવજી મ્હેતાએ મી. ચંદુલાલની બોર્ડીંગ પ્રત્યે માયાળુ વર્તણુક તથા તેમનો અર્હત ભક્તિ પ્રત્યેનો અવર્ણનીય પ્રેમ, અભ્યાશીલ જીવન વિષે કેટલુંક વિવેચન કર્યું હતું. ત્યારબાદ બોર્ડીંગના સુપ્રીન્ટેન્ડન્ટે મી. ચંદુલાલની દરેક પ્રકારે ફતેહ ઇચ્છી હતી અને બોર્ડીંગના અન્ય વિદ્યાર્થીઓને ભવિષ્યનું તેમનું જીવન આદરણીય થાય એવું ઇચ્છી પ્રમુખનો ઉપકાર માની મીટીંગ બરખાસ્ત કરવામાં આવી હતી.

**બોર્ડીંગના માસિક મદદગારોને અપીલઃ**—સર્વ બોર્ડીંગના હિતેચ્છુ બંધુઓને આ સ્થળે નિવેદન કરવાની રજા લેઇએ છીએ કે જે જે બંધુઓએ ગતવર્ષમાં બોર્ડીંગને જે જે માસિક મદદના રૂપમાં મદદ આપી હતી તે આ વર્ષ પણ ચાલુ રાખવાને વિજ્ઞપ્તિ કરીએ છીએ. હાલ યુરોપમાં ચાલતા મહાન્ યુદ્ધના લીધે વેપારો ઉપર તેની ઘણી અસર થઇ છે અને કેટલાક ધંધાઓ તો કેવળ અત્યારે રળતર વિનાના થઈ ગયા છે તેવા પ્રસંગે બોર્ડીંગને પણ મદદમાં ઓછાશ થાય એ સ્પષ્ટ વાત છે. આવા સમયે અમારી કોમના નાયકોએ, નેતાઓએ, શુભેચ્છકોએ, કેળવણીના હિમાયતીઓએ આવી સંસ્થાઓ તરફ જોવું, તેને દરેક પ્રકારે ઘટતી મદદ કરવી, અને પોતાના સ્વામી બંધુઓના લાભાર્થે પ્રયત્ન કરવો એ બહુજ જરૂરનો છે. અમો આશા રાખીએ છીએ કે જે જે બંધુઓ, ગત વર્ષમાં બોર્ડીંગને માસિક મદદના રૂપમાં મદદ આપતા હતા તેઓ સાહેબો પોતાની મદદો ચાલુ રાખી અને અન્ય સદ્ગૃહસ્થો મદદ કરી આભારી કરશે એવું ઇચ્છીએ છીએ.

# જાહેર ખબર.

## ઇડરગઢના શ્રીબાવન જીનાલયના દેરાસરના

## જીર્ણોદ્ધાર માટે વિનંતિ.

સર્વે જૈન બંધુઓને ખબર આપવામાં આવે છે જે ઈડરગઢ ઉપર આપણું એક **બાવન જીનાલયનું દેરાસર** છે તથા મૂળ નાયકજી શ્રી શાન્તીનાથજી છે. આ બાવન જીનાલયવાળું દેરાસર વિક્રમ સંવત પહેલાનું બંધાવેલ છે એટલે તે બે અઢી હજાર વર્ષ ઉપર બંધાએલું પુરાણું તીર્થ છે એમ સંભળાય છે. ત્યાર પછી પરમ આર્હત્ રાજા કુમારપાળે તથા શ્રી સોમસુંદર સૂરિ મહારાજના વખતમાં સંવત ૧૪૭૮ ના સુમારે ઇડરના રહીશ શેઠ ગોવીંદજી શેઠે તે દહેરાનો જીર્ણોદ્ધાર કરાવ્યો હતો. તે હાલમાં અતિશય જીર્ણ તથા ખંડીત સ્થિતિમાં આવી ગયેલું હોવાથી તેનો ઉદ્ધાર કરવાનું કામ મુંબઇનિવાસી ગૃહસ્થોના શ્રમથી ગઈ સાલથી ચાલુ થયું છે.

જીર્ણોદ્ધારના કામ માટે રૂ. ૧૯૦૦૦) મુંબઈ શહેરમાંથી તથા રૂા. ૬૦૦૦) શેઠ આણંદજી કલ્યાણજીની પેઢી તરફથી મળી કુલ રૂા. ૨૫૦૦૦) ટીપમાં ભરાએલા તે તમામ દેરાસરના સમાર કામમાં આજ સુધીમાં ખરચાઈ ચુકેલા છે અને હજુ ઘણું કામ બાકી છે તે ચોમાસા પહેલાં પુરૂં કરવાની ખાસ જરૂર છે. તેમ ન થાય તો આજ સુધીમાં થયેલ તમામ ખર્ચ બરબાદ જશે. અધુરૂં કામ પુરું કરવાને હજુ ઓછામાં ઓછા રૂા. ૨૫૦૦૦)ની જરૂર છે. તેથી સર્વે જૈન ભાઇઓને વિનંતિ કરીએ છીએ કે આવા પુણ્યના કામમાં આપ આપનો ઉદાર હાથ યથાશક્તિ લંબાવશો. આપ જાણો છો કે નવા દેરાસર બંધાવવા કરતાં જુનાના ઉદ્ધારમાં આઠગણો વધારે લાભ સમાયેલો છે અને આ દાખલામાં તો જુના તીર્થનો ઉદ્ધાર કરવાનો છે. એટલે તેમાં તો અનંત પુણ્ય શાસ્ત્રકારોએ કહેલું છે.

મજકુર દેરાસરના સમારકામમાં જે સદ્‌ગૃસ્થ રૂા. ૩૦૧ તથા રૂા. ૫૦૧ ની રકમ ભરશે તેમના મુબારક નામની આરસની તખ્તી અનુક્રમે મોટી તથા નાની દેરડી ઉપર લગાડી આપવામાં આવશે. માટે જે જૈન ભાઇઓ અગર બહેનોને પોતા અથવા પોતાના વડીલોનાં નામ આવા પુણ્યના કામમાં મદદ કરી અમર કરવાની જીજ્ઞાસા હોય તેમણે તેમનાં મુબારક નામ તથા ભરવા ધારેલી રકમ **શેઠ મણીભાઇ ગોકલભાઈ મુલચંદ ઠેકાણું ચંપાગલી મુંબઇ** એ શીરનામે મોકલી આપવા મહેરબાની કરવી.

ઇડરગઢ મહીકાંઠા એજન્સીમાં આવેલું છે. અને પ્રાંતીજ રેલવેના ઇડર સ્ટેશને ઉતરી ત્યાં જવાય છે. ઉતરવા માટે ધર્મશાળા વીગેરેની સારી સગવડ છે. વળી **શ્રી પુશીનાથજીનું** મોટું અને પુરાણું તીર્થ પણ નજદીકમાં આવેલું છે, કે જે તીર્થની યાત્રાનો લાભ પણ તે રસ્તેથી લઇ શકાય છે.

ઇડરગઢના દેરાસરના જીર્ણોદ્ધારનું કામ નીચે લખેલા સદ્‌ગૃહસ્થોની દેખરેખ નીચે ચાલે છે.

**શેઠ મણીભાઈ ગોકલભાઈ મુળચંદ.** **શેઠ કલ્યાણચંદ શોભાગચંદ.**

**શેઠ નગીનભાઇ મંછુભાઇ.** **શેઠ નેમચંદ માણેકચંદ કપુરચંદ.**

**શેઠ દલસુખભાઈ વાડીલાલ વીરચંદ.**

તા. ક. શેઠ આણંદજી કલ્યાણજીને ફરી વિનંતિ કરતાં તેઓએ ઉપર જણાવેલી રકમ ઉપરાંત રૂ. ૩૦૦૦)ની રકમ મંજુર કરી છે તા. ૬–૫–૧૯૧૫.

વેચાણ માટે બહુજ થોડી નકલો છે, માટે જલ્દી મંગાવી લ્યો.

# कुमारपाल चरित्र. (हिंदी).

(कर्त्ता मुनिश्री ललित विजयजी.)

શ્રીમદ્ હેમચંદ્રાચાર્ય અને રાજર્ષિ કુમારપાળના સમયે જૈનોની કેવી ઉત્તમ સ્થિતિ હતી તે જાણવું હોય અને આગામી ભવિષ્ય સુધારવું હોય તો આ ચરિત્ર જરૂર વાંચો તમને ઘણું જાણવાનું અને વિચારવાનું મળશે. ગ્રન્થ હિંદી ભાષામાં છે છતાં સરલ અને રસિક છે. પૃષ્ઠ ૨૮૭ નિર્ણયસાગર પ્રેસની સુંદર છપાઇ, મજબુત પાકું પુંઠું, ઉંચા કાગળ અને શ્રીમદ્ વિજયાનંદસૂરિના ફોટા સાથે ગ્રન્થ વિશેષ આકર્ષક થયેલો છે, છતાં કિમ્મત માત્ર રૂ. ૦-૬-૦ પોષ્ટેજ જુદું. (૦-૨-૦)

**ભેટ**—બુકો ખપી જવાથી ભેટ આપવી બંધ કરી છે

બુદ્ધિપ્રભા ઑફીસ, નાગોરીશરાહ—અમદાવાદ.

---

## શ્રીમદ્ દેવચંદ્રજી કૃત ચોવીશી ગ્રંથ ભેટ આપવાનો છે.

વીજાપુરનિવાસી શા. મુળચંદ સ્વરૂપચંદના વીલમાં સકલ્પેલી રકમમાંથી તેમના ટ્રસ્ટીઓની આજ્ઞાનુસાર છપાવેલ શ્રીમદ્ દેવચંદ્રજીકૃત ચોવીશી, (ટબાસહ) વીશી, ગતચોવીશી તથા ધ્યાનદીપીકાનો ગ્રંથ રૉયલ બત્રીસ પેજી ગુટકા આકારે પૃષ્ઠ ૬૨૫ પાકી બાંધણી સાગ છીંટનું પુંઠું એમ્બોઝ સાથે ભેટ આપવાનો છે મુની મહારાજાઓએ પત્ર લખી મંગાવી લેવા અને જૈન પુસ્તકાલયો તથા જ્ઞાનભંડારો માટે પોષ્ટ ખર્ચના રૂ ૦-૧-૬ મોકલી તથા જૈન ગૃહસ્થોએ પોષ્ટેજનો રૂ ૦-૧-૬ તથા નામની કીમતના જ્ઞાન ખાતે લેવાના ૦-૨-૦ મળી કુલ રૂ ૦-૩-૬ મોકલી નીચે સહી કરનાર પાસેથી મંગાવી લેવા વિનતી છે વેલ્યુપેબલવી મંગાવનારને તે પ્રમાણે મોકલવામાં આવશે

વકીલ મોહનલાલ હીમચંદ પાદરા—(ગુજરાત).

---

## આખરે વિજય મળ્યો.

હીસ્ટીરીઆ (તાણ) ના દરદને કોણ જાણતું નથી?

હીસ્ટીરીઆ નાની ઉંમરની સ્ત્રીઓને ઘણો લાગુ પડે છે. હીસ્ટીરીઆના દરદના મૂળ કારણ શોધી કાઢી તેના ઉપાયો ઘણા દરદીઓ ઉપર અજમાવી અમે ખાત્રી કરી છે કે હીસ્ટીરીઆનું દરદ પુરી રીતે મટી શકે છે હીસ્ટીરીઆ ભૂત નથી.

હીસ્ટીરીઆના દરદ ઉપર બીજા ઉપાયો અજમાવ્યા પહેલા અમારી સલાહ લ્યો

હીસ્ટીરીઆનું દરદ અમે ખાત્રીપૂર્વક જડમૂળથી મટાડીએ છીએ વિશેષ હકીકતનો ખુલાસો રૂબરૂ યા પત્ર મારફતે કરો

લી. શા. વાડીલાલ ડાહ્યાભાઇ.

અમદાવાદ. (ઝવેરીવાડ)

મુજમહુદાર પોળ, આયુર્વેદ સિદ્ધૌષધાલય.

# જાહેર ખબર.

## ઈડરગઢના શ્રીબાવન જીનાલયના દેરાસરના

## જીર્ણોદ્ધાર માટે વિનંતિ.

સર્વે જૈન બંધુઓને ખબર આપવામાં આવે છે કે ઈડરગઢ ઉપર આપણું એક બાવન જીનાલયનું દેરાસર છે તથા મુળ નાયકજી શ્રી શાન્તીનાથજી છે. આ બાવન જીનાલયવાળું દેરાસર વિક્રમ સંવત પહેલાનું બંધાવેલ છે એટલે તે બે અઢી હજાર વર્ષ ઉપર બંધાએલું પુરાણું તીર્થ છે એમ સંભળાય છે. ત્યાર પછી પરમ આર્હત્ રાજા કુમારપાળે તથા શ્રી સોમસુંદર સૂરિ મહારાજના વખતમાં સંવત ૧૪૭૮ ના સુમારે ઈડરના રહીશ શેઠ ગોવીંદજી શેઠે તે દહેરાનો જીર્ણોદ્ધાર કરાવ્યો હતો. તે હાલમાં અતિશય જીર્ણ તથા ખંડીત સ્થિતિમાં આવી ગયેલું હોવાથી તેનો ઉદ્ધાર કરવાનું કામ મુંબઈનિવાસી ગૃહસ્થોના શ્રમથી ગઈ સાલથી ચાલુ થયું છે.

જીર્ણોદ્ધારના કામ માટે રૂ. ૧૫૦૦૦) મુંબઈ શહેરમાંથી તથા રૂા. ૬૦૦૦) શેઠ

ાનુરાગ ( [illegible] ીમાં ભરાએલા તે તમા

| | | |
|---|---|---|
| ૩. ભજન સંગ્રહ ભાગ ૫ મો તથાં | ૧૫૦ | ૦—૧—૦ |
| નદીપિકા | ૬૪ | ૦—૬—૦ |
| ૈયાનું વિમાન (આવૃત્તિ બીજી) | ૧૫૦ | ૦—૪—૦ |
| ધ્યાત્મ ભજન સંગ્રહ | ૧૭૨ | ૦—૬—૦ |
| ુબોધ | ૧૨૪ | ૦—૩—૦ |
| ત્વજ્ઞાનદીપિકા* | ૧૧૨ | |
| ુલી સંગ્રહ | | ૦—૧—૦ |
| ાવક ધર્મ સ્વરૂપ ભાગ ૧ લો ( આવૃત્તિ ત્રીજી. )* | ૪૦ | ૦—૧—૦ |
| ,, ભાગ ૨ જો (આવૃત્તિ ત્રીજી) | ૪૦ | ૦—૧૨—૦ |
| ્જન પદસંગ્રહ ભાગ ૬ ઠો | ૧૦૮ | ૦—૧૪—૦ |
| ચનામૃત | ૩૮૮ | ૦—૧૪—૦ |
| ગદીપક | ૨૬૮ | ૧—૦—૦ |
| ૈન ઐતિહાસિક રાસમાળા | ૪૦૮ | ૦—૩—૦ |
| ધ્યાત્મશાન્તિ ( આવૃત્તિ બીજી ) | ૧૩૨ | ૨—૦—૦ |
| ાનન્દઘન પદસંગ્રહ ભાવાર્થ | ૮૦૮ | ૦—૮—૦ |
| ભજનસંગ્રહ ભાગ ૭ મો | ૧૪૨ | ૦—૨—૦ |
| ૈન ધર્મની પ્રાચીન અને અર્વાચીન સ્થિતિ | ૫૬ | ૦—૬—૦ |
| ુમારપાળ ચરિત્ર | ૨૮૭ | |

આ નીશાની વાળા ગ્રન્થો શીલક નથી.

**ગ્રન્થો નીચલા સ્થળોથી વેચાણ મળશે.**

૧. અમદાવાદ—બુદ્ધિપ્રભા ઑફીસ—ઠે. નાગોરીસરાહ.

૨. મુંબાઇ—મેસર્સ મેઘજી હીરજીની કું.—ઠે. પાયધુણી.

" શ્રી અધ્યાત્મજ્ઞાન પ્રસારક મંડળ—ઠે. ચંપાગલી.

# ગોદરેજની તીજોરી અને મોતી.

## ગોદરેજની તીજોરીના સંબંધમાં ઝવેરીઓ

વારે વારે એવો સવાલ ઉઠાવે છે કે એ તીજોરીઓમાં આગની વખતે કાગળ બળતા નથી એ ખરૂં છે છતાં તીજોરીની અંદર મેલેલાં મોતીનું આબ ઉડી જાય કે નહિ.

ગયા નવેમ્બરમાં ગીરગામ બૅકરોડ ઉપર શેઠ લાલજી દયાલના મકાનમાં મોટી આગ થઇ તે ઘરમાં શેઠ ગોરધનદાસ પટેલની માલીકીની એક તીજોરી **ગોદરેજની** બનાવેલી હતી અને તેમાં કાગળો ઉપરાંત મોતીની એક પોટલી હતી તે મોતીની હાલત આગ પછી કેવી હતી તે શેઠ ગોરધનદાસે ગોદરેજ ઉપર લખેલા નીચલા કાગળ ઉપરથી સમજી શકાશે—

## મેસર્સ ગોદરેજ અને બાઇસ જોગ—

થોડા દહાડા ઉપર ગીરગામ બૅકરોડના મારા ઘરમાં આગ લાગી તે વખતે મારા વપરાશમાં તમારી એક તીજોરી હતી. મારી રહેવાની જગ્યામાં સઘળું બળીને રાખ થઈ ગયું હતું અને જ્યાં આગ બહુ જોરમાં થઈ ત્યાં તમારી તીજોરી હતી. તીજોરીમાં કરન્સી નોટો અને ખતપત્તરો ઉપરાંત સોનાના દાગીના હતા અને થોડાંક છુટાં મોતીની એક પોટલી **હતી. તીજોરી ગોદરેજની બનાવેલી એટલે સઉની ખાત્રી હતી કે કાગળો જરૂર સલામત રહેશે પણ મોતીની હાલત સારી રહેશે કે નહિ તે માટે કેટલાકોને શક હતો. તીજોરી ખોલતાં હાજર રહેલાઓની અજાયબી વચ્ચે કાગળો તેમજ મોતી સંપૂર્ણ સારી હાલતમાં મળી આવ્યાં હતાં અને મોતીના આબને જરાએ ઈજા થઈ હતી નહિ.**

તા. ૨૮-૧૧-૧૪.

લી૰ સેવક,

**ગોરધનદાસ વી. પટેલ.**

કારખાનું:—ગેસ કંપની પાસે, પરેલ મુંબઈ.

શાખાઃ—રીચીરોડ—અમદાવાદ.



REGISTERED No B. 876

શ્રી જૈનશ્વેતાંબર મૂર્તિપૂજક બોર્ડીંગના હિતાર્થે પ્રગટ થતું

# बुद्धिप्रभा.

# LIGHT OF REASON.

ज्ञानदर्शनचारित्राणि मोक्षमार्गः

पुस्तक ५ मुं. अक्टोबर १९१३ वीर संवत २४३९ अंक ७ मो.

## વિષયાનુક્રમણિકા.



प्रसिद्धकर्त्ता—श्री अध्यात्मज्ञान प्रसारक मंडळ.

વ્યવસ્થાપક—અમદાવાદ શ્રી જૈનશ્વેતાંબર મૂર્તિપૂજક બોર્ડીંગ-તરફથી સુપ્રીન્ટેન્ડન્ટ, [illegible] સાંકળાભાઈ કાપડીઆ.

સુ. અમદાવાદ.

વાર્ષિક લવાજમ—પોસ્ટેજ સાથે રૂ ૧—૪—૦ સ્થાનિક ૧—૦—૦

અમદાવાદ—ધી 'ડાયમંડ જ્યુબિલી' પ્રીન્ટીંગ પ્રેસમાં પરીખ દેવીદાસ છગનલાલે છાપ્યું

# બુદ્ધિપ્રભા.

## (The Light of Reason)

ब्रह्मानन्दविधानके पटुतरं शान्तिप्रदद्योतकम् ।
सत्यासत्यविवेकदं भवभयभ्रान्तिव्यवच्छेदकम् ॥
मिथ्यामार्गनिवर्तकं विजयतां स्याद्वादधर्मप्रदम् ।
लोके सूर्यसमप्रकाशकमिदं 'बुद्धिप्रभा' मासिकम् ॥

વર્ષ ૫ મું. તા. ૧૫ ઑકટોબર સન ૧૯૧૩. અંક ૭ મો.


## "शिखामण मानजे साची."

કવ્વાલિ.

ઘણા લોકો પીવે પાણી, સરોવર સર્વ ઉપકારી,
અરે નહી ડોળ પાડો થૈ, શિખામણ માનજે સાચી ૧
ઘણી છે કેરીની લુંબો, ભલો શોભી રહ્યો આંબો,
કુહાડે છેદ ના મૂળો, શિખામણ માનજે સાચી ૨
ચરે ચારો મળી લોગા, કરી કલ્લોલ પંખીઓ,
ભડાકાથી ઉડાડિશ ના, શિખામણ માનજે સાચી ૩
ઘણા પુષ્પોથકી ખીલ્યો, મનોહર બાગ મોઘેરો,
ઉખેડી નાખ નહીં મોહે, શિખામણ માનજે સાચી ૪
કરે વાતો ગગન સાથે, હવેલી ઉંચી છે એવી,
અનિત્રે ખોદ ના પાયો, શિખામણ માનજે સાચી ૫
ઘણા સન્તો લહે શાન્તિ, સમાધિ ધ્યાનમા રહીને,
સતાવીશ ના જઇને ત્યા, શિખામણ માનજે સાચી ૬
અહો જે વૃક્ષની ડાળે, લહે આનન્દ બેસીને,
કુહાડે કાપ ના તેને, શખામણ માનજે સાચી ૭
ઘણો પોષ્યો કૃપા લાવી, જણ્યો આત્માથકી પ્યારો,
નહીં દે દુઃખ તેને રે!!! શિખામણ માનજે સાચી ૮
જગત્‌ની ઉપકારી ગૌ, જગત્‌ને સુખ દેનારી,
ગળુ ના કાપ તેનું રે, શિખામણ માનજે સાચી ૯

રહે ઉંઘે સુવે બેસે, મહુલી સ્વ ભુવન જેવી,
લગાડીશ આગ ના તેમાં, શિખામણ માનજે સાચી. ૧૦
પતાકા કીર્તિની લેવા, સગાંથી દ્રોહ રાખીને,
કલંકી થા નહીં દ્વેષે, શિખામણ માનજે સાચી. ૧૧
સગાં વ્હાલાંતણી નિન્દા, કરીને મુખ્ય થાવાને,
વગાડીશ ઢોલ નહીં ખોટું, શિખામણ માનજે સાચી. ૧૨
વધે છે આણ જેનાથી, જીવે છે પ્રાણ જેનાથી,
કરીશ ના દ્રોહ તેનો રે, શિખામણ માનજે સાચી. ૧૩
ઉઘાડી આંખને જેણે, હૃદય ખુલ્લું કર્યું જેણે,
વિઘાતક તેહનો થા ના, શિખામણ માનજે સાચી. ૧૪
પ્રભુના શાન્તશાસનમાં, ધમાધમ ત્યાગીને વહેજે,
બુદ્ધયબ્ધિ સાનમાં કહેવે, શિખામણ માનજે સાચી. ૧૫

## लेखको अने लेखो.

(લેખક મુનિરાજ બુદ્ધિસાગરજી.)

લેખકો અને લેખો એ બાબત પર વિચાર ચલાવવાની જરૂર છે. દરેક લેખક કોઈ પણ લેખ લખીને દુનિયાનું તથા પોતાનું શુભાશુભ કરી શકે છે. લેખકો પોતાને લાભ કરી શકે છે અને જગતને પણ લાભ કરી શકે છે. તેમજ લેખકો પોતાની હાનિ કરે છે એટલું જ નહિ પણ તે જગતની હાનિ કરી શકે છે. मुंडे मुंडे मतिर्भिन्ना એ નિયમથી જોતાં સર્વ લેખકો એક સરખા હોતા નથી. સારા લેખક થવું એ ધાર્યા કરતાં ઘણું મુશ્કિલ કાર્ય છે. लेखकना અનેક ભેદ પડે છે. ज्ञानी लेखक, अज्ञानी लेखक, स्वार्थी लेखक, अस्वार्थी लेखक, द्वेषी लेखक, अद्वेषी लेखक, मध्यस्थ लेखक, अमध्यस्थ लेखक, प्राचीन संरक्षक लेखक, सुधारक लेखक, संसार विषयक लेखक, धार्मिक विषय लेखक ઇત્યાદિ લેખકોના વિષય પરત્વે અનેક ભેદ પડે છે.

લેખકો કેવા હોવા જોઇએ. પ્રથમ તો લેખકના ગુણ સંબંધી વિચાર કરતાં જણાવવાનું કે તે જે વિષય લખવા ધારે તેના પરિપૂર્ણ જ્ઞાતા હોવો જોઇએ, સૂંઠના ગાંગડાથી ગાંધી બનનારની પેઠે તે ગમે ત્યાંથી થોડું થોડું લેઇ અસંબંધપણે પોતાનો લેખ પૂર્ણ કરનાર ન હોવો જોઇએ. પોતાના લેખમાં અનેક પ્રકારની ભૂલો રહી હોય તેનું પોતાને ભાન ન હોય એવો લેખક ન હોવો જોઇએ. કેટલાક અજ્ઞાન લેખકો "હમભિ મેરા લગતા હૈ" ની પેઠે જે વિષય પોતે ન જાણતા હોય તેમાં માથું મારવા મંડી જાય છે અને તેથી ઉપહાસ્યને પાત્ર થાય છે. કેટલાક લેખકો લેખમાં જે ભાવ લાવવાનો હોય છે તેનું જ્ઞાન ન હોવાથી તથા જેના હાથમાં મૂકવાનો હોય છે તેના અધિકારય. અજ્ઞ હોવાથી ભાષાની ક્લિષ્ટતા કરીને પોતાને વિદ્વાન્માં ખપાવવા માટે ગમે ત્યાંથી ક્લિષ્ટ શબ્દોને ખેંચી આણીને ભાષાનો આડંબર કરી દે છે. તેમના લેખો ખરેખર પાકેલા બોરના જેવા શોભે છે.

પાકેલા બોરમાંથી ઘણો ભાગ ત્યાગ કરવાનો હોય છે અને અલ્પ ભાગ ગ્રહણ કરવા યોગ્ય છે, તે પ્રમાણે ભાવશૂન્ય ક્લિષ્ટ શબ્દ રચનાવાળાં લેખોમાં પણ સમજી લેવું. એક કોળીની કાળી કન્યા હોય અને તેને સુન્દર વસ્ત્રો પહેરાવવામાં આવે અને તે જેટલી શોભી શકે તેટલીજ દુષ્ટ ભાવવાળો અને ભાષાના શૃંગારવાળો લેખ શોભી શકે છે. એવા લેખને લખનારા લેખકો અવિવેકી લેખકો તરીકે ઓળખી શકાય.

જે લેખક પોતાનું પેટ ભરવાને કોઇની પરતંત્રતાથી પોતાના હૃદય વિરૂદ્ધ લખે છે તે આજીવિકા ચલાવનારો **परतंत्र** લેખક ગણી શકાય, એવા આજીવિકાના અર્થી લેખકો દુષ્ટ મનુષ્યોના તાબે હોય છે તો તેઓના હાથે ઘણાં કાળાં લખાય છે. જે લેખકો અમે જગતના ઉપકારને માટે લેખો લખીએ છીએ એમ કથતા હોય, પણ પોતાના લેખથી જગતને લાભ ન થતો હોય અને ઉલટી હાનિ થતી હોય એવા લેખકો **अज्ञ लेखको** તરીકે ગણી શકાય. જે લેખકો ઇર્ષ્યા આદિથી કોઇનાપર લેખમાં આડું અવળું લખીને હુમલો કરે અને ઇર્ષ્યાથી સામાની જાતિનિન્દા કરવા મંડી જાય તે **तुच्छ लेखको** જાણવા. જે લેખક કોઇની જાતિ નિન્દા વગેરે ન થાય અને પોતાના લેખથી જગતને શાન્તિ થાય એવો લેખ લખે છે તે શાન્ત લેખક જાણવો. જે લેખક અસલના શાસ્ત્રો અને તેનાજ વિચારોને વર્તમાનમાં કોઈ પણ જાતનો વિચાર કર્યા વિના લખે તે **पुरातन विषय** લખનાર લેખક જાણવો. જે લેખકો અન્યોના ગ્રંથોની સમાલોચના કરવા કંઇ ને કંઈ લખે છે અને પોતાની દૃષ્ટિ પ્રમાણે સૃષ્ટિ જેવું લખી દે છે તે **मोही लेखक** જાણવો. જે લેખક પોતાને જગમાં જાહેર કરવાને કોઇની નિન્દા અને કોઇ લેખકના ગ્રંથપર અછાજતા આક્ષેપ કરવા મંડી જાય છે તે **आक्षेपक लेखक** જાણવો. જે લેખક કોઇ પણ ધર્મસમાજ વા જ્ઞાતિસમાજમાં કલેશ ટંટા ઉત્પન્ન થાય તેવો લેખ લખે તે સમાજદ્રોહી લેખક જાણવો. જે લેખક દૃષ્ટિરાગથી કોઇના પક્ષમાં પડીને એકજ પક્ષનું લખતો હોય તે દૃષ્ટિરાગી લેખક જાણવો. જે લેખકે જે પક્ષ પકડયો હોય ને તે ગદ્ધાપુચ્છ પકડનારની પેઠે વળગી રહીને લખે અને જૂઠાને પણ સાચું કરવા મથે અને પોતાનો પક્ષ જૂઠો હોય તોપણ તેને ઉત્તમ કરવા મથે તે પક્ષપાતી લેખક જાણવો.

જે લેખકો દેશ અને રાજ વિરૂદ્ધ લેખો લખે છે તેઓ રાજ્યદ્રોહી લેખકો જાણવા. રાજ્યદ્રોહી લેખકો પોતે દુઃખના ખાડામાં ઉતરે છે અને પોતાના સંબંધીઓનું પણ અહિત કરે છે. જે લેખકોમાં સુજનતા, સરલતા, શુદ્ધપ્રેમ, ભ્રાતૃભાવ, નીતિ, પરોપકાર અને ગંભીરતા વગેરે આર્યગુણો ન હોય તે અનાર્ય લેખકો જાણવા. જે લેખકોમાં દયા, સત્ય, શુદ્ધપ્રેમ, નીતિ, પરોપકાર, પ્રમાણિકતા, ગંભીરતા અને સરલતા આદિ ગુણો હોય છે અને તે ગુણોને જેઓ લેખોમાં ઉતારે છે અને તે પ્રમાણે વર્તે છે તેઓ આર્યલેખકો જાણવા. જે લેખકો લડાઈ ટંટા અને ખુના મરકી થાય એવા લેખો લખે છે તેઓ **राक्षस लेखको** જાણવા. જેઓ સાધુઓ વગેરેની લેખોમાં નિન્દા કરે છે અને ધર્મની નિન્દા કરે છે તેઓ **नास्तिक लेखको** જાણવા. દ્રવ્ય, ક્ષેત્ર, કાલ અને ભાવને જાણીને સ્વપરના ભલા માટે જેઓ લેખો લખે છે તે દ્રવ્ય ક્ષેત્ર કાલ ભાવજ્ઞ લેખકો જાણવા. સાંસારિક લેખો લખનારાઓ **सांसारिक लेखको** જાણવા. ધાર્મિક વિષય સંબંધી લેખો લખનારાઓ ધાર્મિક લેખકો ગણાય છે. દ્રવ્ય સંબંધી લખનારા દ્રવ્યલેખકો જાણવા. ભાવ સંબંધી લખનારા ભાવલેખકો જાણવા. વ્યવહાર સંબંધી લેખો લખનારા વ્યવહાર લેખકો જાણવા. નિશ્ચય સંબંધી લેખો લખનારા નિશ્ચય લેખકો જાણવા.

સર્વે નયોની અપેક્ષાએ સ્યાદ્વાદ દૃષ્ટિએ લેખો લખનારા સ્યાદ્વાદ લેખકો જાણવાં અને એકાન્ત દૃષ્ટિએ લેખો લખનારા એકાન્ત લેખકો જાણવા.

પ્રસંગોપાત્ત આ પ્રમાણે કહીને લેખકોમાં જે ગુણો હોવા જોઇએ તત્સંબંધી લખવામાં આવે છે. લેખક પોતાનાં મગજની સમતોલતા જાળવનારો હોવો જોઇએ. **ક્ષણે રુષ્ટાઃ ક્ષણે તુષ્ટાઃ** એવા જે લેખકો હોય છે તે ઘડીમાં કલેશની હોળી સળગાવી દે છે. લેખકમાં મગજની સમતોલતા જાળવવાનો ગુણ હોય છે તો તે પોતાના સાધ્યબિંદુને ભૂલી શકતો નથી અને તે રાગ દ્વેષના પ્રસંગે પોતાના લેખમાં વિકાર થવા દેતો નથી. લેખકમાં મૈત્રીભાવના નામનો ગુણ હોવો જોઇએ. લેખકમાં મૈત્રીભાવના હોય છે તે ગમે તેવા શત્રુ સંબંધી પણ નિન્દા લખતાં ખચકાય છે અને તેના ભલા માટે સારા શબ્દોને લખી શકે છે.

**સત્ય પ્રિય અને તથ્ય** એ ત્રણ ગુણ વડે યુક્ત એવા લેખ લખનારાઓ દુનિયામાં સારી અસર ઉત્પન્ન કરવા સમર્થ થાય છે. **સત્ય** હોય પણ જો તે અપ્રિય હોય અર્થાત્ સત્ય લખતાં વાંચકોને અપ્રિયતા લાગે વા તેઓની લાગણી દુખાય એવો લેખ હોય છે તે ઉપયોગી બની શકતો નથી. **સત્ય પ્રિય** એ બે ગુણ વડે યુક્ત લેખ હોય પણ **તથ્ય** ના હોય તો તે લેખ પણ જગતમાં ઉપયોગી બની શકતો નથી. લેખકમાં ઇર્ષ્યા દોષ ન રહેવો જોઇએ. લેખકમાં જો ઇર્ષ્યા દોષ હોય છે તો તે અન્યોની નિન્દા અને અન્યો પર આક્ષેપ કરીને જન સમાજ ઉપર ખરાબ અસર કરી શકે છે અને સમાજમાં અશાન્તિ, કલેશ, મારામારી, નિન્દા વગેરે ઉત્પન્ન કરી શકે છે. લેખકમાં સમાનતા નામનો ગુણ હોવો જોઇએ. પક્ષપાતી અને દૃષ્ટિરાગી મનુષ્ય ગમે તેનો લેખક હોય અને તેના લેખમાં ગમે તેવું લખવામાં આવ્યું હોય તો પણ વાંચકો તેના ઉપર લક્ષ રાખી શકતા નથી. વાંચકો તેનો લેખ વાંચતા પૂર્વેજ બોલી ઉઠે છે કે આ લેખક તો ફલાણા પક્ષનો અને ફલાણાનો દૃષ્ટિરાગી છે તેથી તેના લેખમાં તેવીજ બાબતોનો પંચરંગી ખીચડો હોવાથી વાચકોને તે વાંચવા ઉપર પ્રેમ થતો નથી, સમાનતા નામનો ગુણ જે લેખકમાં હોય છે તે લેખકના લેખમાં ઉત્તમતા અને સમાનતા ઝળકી રહે છે અને તે સત્યને સારી રીતે પોષી શકે છે. સમાનતા ગુણ જેનામાં ખીલ્યો હોય છે તે લેખક પોતાનું અને પરનું કલ્યાણ કરવા સમર્થ થાય છે. જે લેખકમાં સમાનતા ગુણ નથી હોતો તે અન્યને સારા વિચારો આપી શકવા સમર્થ થતો નથી. (અપૂર્ણ)

---

વિદ્યા મેળવવાને માટે ત્રણ ઉપાય છે. ૧) ગુરૂનો વિનય, (૨) પુરતો પૈસા, વિદ્યાની આપ લે કરવાથી. આનો પ્રથમ ઉપાય શ્રેષ્ઠ છે.

* * * * *

"Self is the only person that can ever bind the soul. Truth is the only angel that can bind the gates unroll. And when he comes to call thee, arise, and follow fast. His way may lie through darkness, but it leads to light at last."

* * * * *

If parents are pure and upright they make easy for their children to be pure and upright.

If parents are vicious they make easy for their children to be vicious.

# उत्तम खेती, मध्यम वेपार अने कनिष्ट चाकरी.

( લેખકઃ–શા. રતિલાલ મગનલાલ. )

દુનિયામાં સ્વતંત્ર જીવન, સ્વતંત્ર વિચાર, સ્વતંત્ર આચાર, અને શાન્તિનું સુખ અર્પનાર ખેતી છે. દેશની પરિપૂર્ણ આબાદી કરનાર અને દેશમાંથી દુષ્કાળને હાંકી કાઢનાર ખેતી છે. શરીરમાં આત્મા એ જેમ મુખ્ય સત્તાધિકારી છે, તેમ આખી દુનિયાના જીવોના ગુજરાનમાં ખેતી મુખ્ય સત્તાધિકારી છે. વ્યાપારના અનેક ભેદો અને તેની ઉથલ પાથલો પણ ખેતી વિના થઇ શકતી નથી. ખેતીના પદાર્થોનું રૂપાંતર કરનાર વ્યાપાર છે અને તે વ્યાપાર ખેતીના સામું દેખીને તેની સ્પૃહા કરે છે; ચક્રવર્તિઓ—રાજાધિરાજાઓ વિગેરે પણ ખેતી વિના પોતાનું બળ જમાવી શકે નહિ. આર્યાવર્તની ઉન્નતિનો આધાર ખેતી પર છે. ખેતીનાં સાધનો માટે જેવાં કે ગાય, ભેંસ, બળદ, જળ વિગેરેની જરૂર છે. ગાયો, બળદો વિગેરેથી ખેતીની ઉન્નતિ થઇ શકે છે. આ દેશમાં ગાયો, બળદો વિગેરે લાખો પશુઓનો કસાઇ ખાનાઓમાં નાશ થાય છે તેથી ખેતીને ઘણું નુકશાન પહોંચે છે. પશુઓના ખાતરથી ખેતી સારી પાકે છે. માટે દર વર્ષે કપાતાં લાખો પશુઓ બચે એવો બંદોબસ્ત થવાની જરૂર છે. ફ્રાન્સ જેવા માંસાહારી દેશમાં પણ ગાયોનો વધ કરવાની મનાઈ છે કારણ કે તેઓ સમજે છે કે આપણે જે માંખણ, દુધ વિગેરે મનુષ્યને માફક આવનાર વસ્તુઓ આપનાર છે તેનો વધ ન કરવો એજ સારૂં છે. વળી સ્વીટઝર્લેન્ડ દેશમાં ગાયોને માટે સારી સંભાળ લેવાય છે. સારૂં ઘાસ તપાસરાવીને ઢોરોને નાખે છે, અને ડાકટરો રાખે છે કારણ કે જો તેઓમાં રોગો ઘર કરી રહેશે તો તેના દુધ અને માંખણ ખાનાર મનુષ્યો પણ રોગી અને નિર્માલ્ય થશે. આવી આવી રીતે ગાયો અને બીજા જનાવરો કેટલાં ઉપયોગી છે તે હરકોઈ વિચાર કરશે તો જલદી સમજી શકશે અને તેનાથીજ થતો ઉપકાર નહિ ભુલે. વળી ખેતીનો આધાર જલ ઉપર છે. પ્રથમના રાજાઓ નહેરો, તળાવો, વાવો વિગેરે બંધાવીને ખેતીને ઉત્તેજન આપતા હતા અને હાલ પણ ગંગા અને સિંધુની પણ કેટલી નહેર છે. અને ગંગાની નહેર દુનિયાની મોટી નહેરોમાંની એક છે.

હાલમાં ચોમાસામાં પરાર્ધમણ પાણી નદીઓ દ્વારા સમુદ્રમાં વહી જાય છે. તેટલા પાણીને અનેક ઉપાયોથી રોકીને ખેતીના ઉપયોગમાં લેવામાં આવે તો આર્યાવર્તમાં દુષ્કાલ પડવાનો સંભવ રહે નહિ અને લોકો સુખી રહે અને વ્યાપાર કે જે ખેતી ઉપર આધાર રાખે છે તે પણ ધમધોકાર ચાલે. વળી ખેતીનાં ઓજારો પણ હાલનાં સુધરેલાં ઓજારો વાપરવાને બનતી કોસીસ કરવી જોઇએ. જો કે તે ઓજારોનું ખર્ચ હિંદુસ્તાનના ગરીબ ખેડુતોને ખરીદવા ભારે પડે પણ નવી ઢબના ઓજારોથી અને આપણા દેશી ઓજારોથી દશ ઘણો ફરક પડી જાય છે. અમેરિકા દેશની આટલી આબાદી જો કોઈ પણ કારણથી થઇ હોય તો તેજ ખેતી છે ને આપણાં શાસ્ત્રોમાં પણ આપણે " ખેતી ઉત્તમ છે " એમ ઘણી વખત વાંચીએ છીએ અને ઇતિહાસપરથી પણ અસલના દરેક આર્ય કુટુંબો ખેતી કરતા હતા તે પણ માલમ પડે છે. આ રીતે ખેતીથી ઘણાંજ ફાયદા છે.

## વ્યાપાર.

ખેતીને પ્રથમ પદ રાજાની પેઠે મળે છે. વ્યાપાર એ પ્રધાન સમ છે. દેશમાં બનતી વસ્તુનો ક્રયવિક્રય કરીને પરદેશની સાથે વસ્તુઓનું રૂપાંતર કરી વ્યાપાર કરવાથી દેશને મહાન ફાયદો થાય છે. વ્યાપાર વિના દેશનો ઉદય થઈ શકતો નથી અને જો દેશનો ઉદય કરવો હોય તો વ્યાપારને ખીલવવાની જરૂર છે. આપણાજ મુલકના એક મહાન પુરૂષ કે જે મૈસુરના યુવરાજ છે, તેમણે પોતાના ભાષણમાં કહ્યું છે કે " પાશ્ચિમાત્ય દેશનો ઉદય તેના હુન્નરકળા અને વ્યાપારથીજ થયેલો છે અને આપણા હિંદુવાસીઓએ તેનાજ ઉપર પુરતું લક્ષ રાખવાની જરૂર છે, તે શીવાય દેશની આબાદી વધનાર નથી. " જે દેશના લોકો વ્યાપારી છે તે દેશના લોકો સુખી છે એમ સમજવું. આર્યાવર્તના લોકો હજારો વર્ષ પૂર્વે વહાણોમાં ચઢી પરદેશમાં વ્યાપાર કરવા જતા હતા. સર્વ દેશના લોકો આર્યાવર્તમાં વસ્તુઓ ખરીદવા આવતા હતા. દેશમાં બનતી વસ્તુઓનો અદલો બદલો કરીને સર્વ વસ્તુઓને આણનાર અને લક્ષ્મી વડે ભંડારો ભરનાર વ્યાપાર છે. આર્યાવર્તના વ્યાપારો હાલ મન્દ પડી ગયા છે અને તેથી દેશ ગરીબ સ્થિતિમાં આવી પડયો છે. તેનાં ઘણાં કારણો છે જેમાં થોડાંક લક્ષમાં લેવા જેવાં છે. (૧) આજકાલ વિદ્યાનો શોખ તો ઘણાને લાગ્યો હશે. બી. એ. સુધી, ઘણા ભણવા લાગ્યા છે. પણ આપણે ઘણા બી. એ. ભણેલા એટલે કાંઈક સારૂં જ્ઞાન મેળવેલા માણસોને અથડાતા જોઈએ છીએ. તેનું કારણ એ છે કે એક તો મૂળ ગરીબ અને ભણવા લાંબુ જાય અને ભણ્યા પછી હુન્નર વા કોઈ પણ ધંધો આદિ કરવાને માટે પૈસા ન હોય અને હોય એ ભણવામાં નાખ્યા હોય. વળી (૨) એક કેટલાક લોકો સારો હુન્નર જાણનાર હોય છે પણ પૈસા ટકાની સ્થિતિ નબળી હોય છે અને તેમને કોઇ મદદ કરતું નથી પણ જે લોકો હુન્નર જાણે છે તે તો જેમ તેમ કરીને પ્રવૃત્તિ માર્ગમાં વળ્યા કરે છે. (૩) કોઈ પણ હુન્નરની કદર થતી નથી (૪) કોઈ પણ માણસ કાંઇક સારૂં કરી શકે એવો છે એવો વિશ્વાસ મુકી શકાય એવા માણસને મદદ કરવામાં આવે છે પણ તે માણસો કમનસીબે પહેલેજ વર્ષે નિષ્ફળ નિવડે છે અને તેથી મદદ કરનાર માણસો ત્યાંથીજ બંધ પડે છે એટલે તેનો ઉત્સાહ ભાગી જાય છે, અને છેવટે તેનું કામ વિસારે પડે છે. આવાં ઉપર જણાવ્યા પ્રમાણે ચાર અને બીજાં કેટલાક કારણોને લીધે વેપાર ભાગી પડે છે. વળી કેટલાક લોકો પ્રમાણિક હોતા નથી, અને બાહ્યથી પ્રમાણિકપણાનો ડોળ કરી લોભમાં તણાઈ સામાનો વિશ્વાસઘાત કરી નાખે છે અને જ્યારે આવા માણસો પકડાય છે ત્યારે પોતાને તો નુકશાન સહન કરવું પડે છે એટલુ તો નહિ પણ તેના મહાન અને તેના વેપારને અને છેવટે દેશને પણ ધક્કો પહોંચાડે છે. માટે આપણા વેપારીઓમાં અને યુરોપ, અમેરિકા, જાપાન આદિ વેપારીઓમાં આટલો તફાવત પડે છે અને દેશનો વ્યાપાર ઉન્નતિના શિખરે નહિ પહોંચવામાં કારણભુત થાય છે માટે ઉત્તમ વેપાર ખીલવવાની, વ્યાપારને ઉત્તેજન આપવાની અને નવી શોધ કરવાની જરૂર છે. વળી ઘણાક લોકો એવા માલમ પડે છે કે કોઇ પણ વ્યાપાર વા હુનર સારો ચાલતો હોય તો હજારો લોકો તેમાં પડે છે અને છેવટે તેને નાબુદ કરી નાખે છે ત્યાં સુધી માણસો તે વ્યાપારમાં જોડાએ જાય છે પણ નથી સમજતા કે તેથી વ્યાપારની ખરાબી થાય છે, દેશની ખરાબી થાય છે. માટે તેમ ન કરતાં અને ગાડરીયા પ્રવાહની માફક ન ચાલતાં પોતામાં રહેલા વીર્યને જોર આપી જાગૃત કરી–ચેતન આપી અને તેને નવા હુનરો શોધવામાં વાપરવાથીજ પોતાનું–વ્યાપારનું જનસમાજનું અને દેશનું પણ કલ્યાણ થાય છે.

### કનિષ્ટ ચાકરી.

ખેતી અને વ્યાપારથી કનિષ્ટ નોકરી છે. તેનું કારણ છે કે નોકરીમાં શારીરિક મહેનત પડે છે. બુદ્ધિ, વિજ્ઞાન, કલાજ્ઞાન વિનાનો મનુષ્ય તે એક ગુલામ જેવો છે-તેપરના આધાર ઉપર ઉમાં રહેવું પડે છે-અને તેને પોતાની જાતનો ટેક ગુમાવવો પડે છે-તેથી તે નોકરી કરે છે. ખેતી અને વ્યાપાર ખેડવાની જેનામાં શક્તિ ન હોય તેજ મનુષ્ય નોકરી કરે છે. ગમે તે જાતનો મનુષ્ય હોય પણ તે ગમે તે જાતની નોકરી કરવાથી પરતંત્ર બને છે અને પોતાના વિચારોને વેચી તેપરની બુદ્ધિને અનુસરી પોતાના વિચારોને દાબી દે છે અને તે આત્માથી નહિ ઇચ્છાએલી સ્થિતિમાં આવવાથી કનિષ્ટ ગણાય છે. નોકરી કરનાર મનુષ્યની અધિકારપરત્વે શરીરના પગની પેઠે આવશ્યકતા સિદ્ધ ઠરે છે. ખેતી અને વ્યાપાર જે દેશમાં ધમધોકાર ચાલે છે ત્યાં નોકરીઆત લોકોની સ્થિતિ સારી હોય છે.

નોકરીઆત મનુષ્યે પોતાના માલીકની એકનિષ્ઠાથી પ્રમાણીકપણું, આજ્ઞા, સ્વામી સેવા વિગેરે સદ્ગુણોને ધારણ કરવા જોઇએ અને પોતાના માલીકની સેવા ચાકરી કરવી જોઇએ. દેશના ઉદયમાં ઉત્તમ નોકરો એ પણ એક અંગભૂત છે માટે તેઓની ઉંચ દશા થાય તેવા ઉપાયો લેવા જોઇએ.

શાન્તિ ! શાન્તિ !! શાન્તિ !!!

---

# સિદ્ધ કર્મ થાયે સત્ત્વથી, નહિ બાહ્ય સાધનથી ખરે !

( લેખકઃ—દિલખુશ જી. શાહ. માણેકપુરવાળા, મુ. પાલીતાણા. )

ગયા અંક ૫ માના પૃષ્ટ ૧૫૮ થી ચાલુ.

( હરિગીત છંદ. )

( ૧૦ )

દેહ રૂપી બંગલો ખુબ, ઉપરથી શોભીત બન્યો,
આળુ, રક્ત, પિત્ત, અસ્થિ, મેદ આદિથી ચણ્યો;
કીધું ન સુકૃત આવી જગમાં, વિટંબના ઠાલી કરે,
સિદ્ધ કર્મ થાયે સત્ત્વથી, નહિ બાહ્ય સાધનથી ખરે.

( ૧૧ )

આ વિશ્વ તો એવું બન્યું, જેમાં અનેક તરંગરે,
જેમ નાવ સિંધુને વિષે, તેમ તન ભૂમિપર ખરે;
ખોટાં ખરાંને સાચ જૂઠાં, બોલી બોલીને બોલરે,
સિદ્ધ કર્મ થાયે સત્ત્વથી, નહિ બાહ્ય સાધનથી ખરે.

(૧૨)

સામર્થ કેવા હતા જગમાં, હેમચંદ્ર આદિ તો,
મિઠાં ફળો ચાખે બધાં લૈ, ગુણી તણી પ્રસાદિ તો;
ઇન્દ્રિ જયથી વિજય નિશ્ચે, જગતમાંહિ વિસ્તરે,
સિદ્ધ કર્મ થાયે સત્વથી, નહિ બાહ્ય સાધનથી ખરે.

(૧૩)

પ્રાણથી અધિક જે છે, પ્યારી ને વળી વહાલી,
નહિ રહે એ તારી પાસે, જમ ઘડી ચાલી જતી;
માટે તું પ્રાણી મોહ મમતા, છોડ ભાઇ કહું અરે,
સિદ્ધ કર્મ થાયે સત્વથી, નહિ બાહ્ય સાધનથી ખરે.

(૧૪)

જે મૂર્ખ જન વિદ્વાનનો તે, વેષ અંગે ધારતો,
શુભ પાઘ મેલી બાથમાં તે, પોથીઓ બહુ મારતો;
ઉપદેશ દેતો સર્વને, ચારિત્ર શુદ્ધ નવિ કરે,
સિદ્ધ કર્મ થાય સત્વથી, નહિ બાહ્ય સાધનથી ખરે.

(૧૫)

હંસ તણી ગતી જોઇ, જુઓ કાગડો લોભાય રે.
પણ કોઈ કાળે તેહ ગતિશું, તેનાથી પમાયરે !
ઉલટું તેમ કરવા થકી તો, આપ ગતિ પણ જાયરે;
સિદ્ધ કર્મ થાયે સત્વથી, નહિ બાહ્ય સાધનથી ખરે.

(૧૬)

ન હોય જે સ્થળ ઝાડ ત્યાં જયમ, એરંડો વખણાય છે,
અજ્ઞાની જનની આગળે, અલ્પજ્ઞ ત્યમ પૂજાય છે;
પણ ગુણ દોષ જોવાય ત્યારે, ખરી કિંમત અંકાયરે,
સિદ્ધ કર્મ થાયે સત્વથી, નહિ બાહ્ય સાધનથી ખરે.

(૧૭)

વાંચક બન્ધુ પ્રીતે કરી, બુદ્ધ્યબ્ધિ ગુરૂ ગુણ ધરી,
અજ્ઞાન રૂપ પિશાચને, કાઢી મૂકો હિમ્મત લહી;
સત કર્મ કાર્ય "દિલખુશ" કરવા, કરજોડીને વિનતી કરે,
સિદ્ધ કર્મ થાયે સત્વથી, નહિ બાહ્ય સાધનથી ખરે.

---

પૈસાદાર થવા કરતાં સદ્વર્તનવાળા થવું તે ઘણુંજ લાભ દાયક છે. કારણ કે પૈસાદાર પુરૂષો ગરીબ સદ્વર્તનવાળા પુરૂષના જેટલો જગતને ઉપકાર કરી શકતા નથી.

* * * *

દરેક વિદ્યાર્થીએ તાડ અને બાવળ જેવા નહિ થતાં આંબાના વૃક્ષ જેવા નમ્ર અને વિનયવાળા થવું જોઇએ, જ્યાં સુધી વિદ્યાના ઉપાસકોમાં વિનય ગુણ આવ્યો નથી ત્યાં સુધી તેમણે વિદ્યા મેળવી છે એમ કહી શકાય નહિ કારણ કે વિનય તે વિદ્યાનો પ્રથમ ગુણ છે.

# प्राणी तरफ आपणे दया बताववी ए आपणी फरज छे.

( લેખક મી. હરિ-કુંજવિહાર ચકલાસી. )

**अहिंसा परमोधर्मः** એ સૂત્ર સર્વ કોઈ જૈન બંધુઓને માન્ય છે એટલુંજ નહિ પણ દરેક ધર્મના ભક્તો કરતાં આપણે જૈન ભાઇઓ વધારે ઉત્સાહથી તેનું પાલન કરીએ છીએ. આપણે આ સૂત્રનું એટલી હદ સુધી પાલન કરીએ છીએ કે દરેક પ્રાણી તરફ આપણે દયા બતાવવી એ આપણી ફરજ-ધર્મ-છે. યૂરોપ, અમેરિકા વિગેરે દેશોમાં હાલમાં ઘણા ઘણા માણસોએ માંસાહાર ત્યજ્યો છે તે પણ એટલા માટેજ કે પ્રાણી તરફ દયા બતાવવી એ દરેક માણસની ફરજ છે. જો કે બીજાં કારણોને લઇને માંસાહાર બંધ થયો હશે તોપણ તે બધામાં આ મુખ્ય છે એમ મ્હારૂં માનવું છે. ઘણા ઘણા વિદ્વાનો હાલના સમયમાં પ્રાણી હિંસા ન કરવા વિષે ભાષણો આપે છે, પુસ્તકો લખે છે અને તે સઘળાનું ફળ એ થયું છે કે યૂરોપ કે અમેરિકા જ્યાં માંસાદિકનો ખોરાક પુષ્કળ વપરાતો હતો તેમાં પ્રાણીઓનો વધ થતો ધીમે ધીમે અટકે છે અને તેથી માંસ ખોરાક તરીકે પ્રથમ વપરાતું તેના કરતાં હાલમાં ઘણા થોડા પ્રમાણમાં વપરાય છે. આપણા દેશમાં માંસાહાર કરનાર થોડા હોવાથી પ્રાણીઓનો વધ થોડો થાય છે. વસ્તુતઃ સ્થિતિ જોતાં જો કે ઘણા જણા હજુ પણ માંસનો ઉપયોગ કરે છે પણ તેનું પ્રમાણ હિન્દુસ્થાનની વસ્તીના પ્રમાણમાં થોડું છે એમ મ્હારૂં માનવું છે. પ્રાણીઓમાં કેવી અજબ પ્રેરણાબુદ્ધિ છે એ વિષે ઘણા વિદ્વાનોએ વિવેચન કરેલું છે, તેનાં હું એક બે દષ્ટાંતો આપીશ, જેથી આપણને માલમ પડશે કે પ્રાણીઓની હિંસા કરવાથી આપણે અપૂર્વ કુદરતનો નાશ કરીએ છીએ.

યૂરોપનો પ્રખ્યાત લેખક એડીસન પોતાના સ્પેક્ટેટર નંબર ૧૨૦-૧૨૧ માં પ્રાણીઓની પ્રેરણા બુદ્ધિ વિષે લખે છે તેનો અલ્પસાર નીચે પ્રમાણે છે:—

"હું તેના નાના જનાવરો સાથે મ્હારો ઘણોખરો વખત ગુજારૂં છું તેથી મ્હારો મિત્ર સર રોજર મ્હારી સાથે ઘણી વાર આનંદથી મને ઠપકો આપતો હતો. તેણે મને બે કે ત્રણ વખત તેનાં પક્ષીના માળા તપાસતાં પકડયો હતો અને ઘણા સમય તેનાં મરઘાં અને તેમનાં બચ્ચાં પાસે કલાકોના કલાકો રહેતો તે પણ પકડી પાડયું હતું. તેના ઘરના દરેક પ્રાણીને હું જાતે ઓળખું છું એમ તે ઘણી વાર કહે છે. તેમાંનાં ઘણાં મ્હારાં માનીતાં પક્ષી છે તે તેનું માનવું હતું.

"મ્હારે કબુલ કરવું જોઇએ કે ગ્રામ્ય જીંદગી ગુજારતાં જે માણસોને જે કુદરત વિષે વિચાર કરવાનો સમય મળે છે તે સમયનો હું ઘણા ઉત્સાહથી ઉપભોગ કરૂં છું અને હું ઘણોખરો મ્હારો અભ્યાસ કુદરતના ઇતિહાસના પુસ્તકોનો ચલાવું છું તેથી તે પુસ્તકોમાં જે જે સૂચનાઓ લેખકોએ કરેલી છે તે અને મ્હારા અનુભવમાં જે આવે છે તે બન્નેની વચ્ચે સરખામણી કર્યા શિવાય રહી શકતો નથી.

"એક જાતના પક્ષીનો બાંધો બીજી જાતના પક્ષીઓ કરતાં તદ્દન જુદો હોય છે. તો પણ તેમના તંતુઓ અને સ્નાયુઓમાં જરાએ તફાવત હોતો નથી. પોતાના બાળકોને ઉછેરવામાં વડીલ પક્ષીઓ કેટલી કેટલી મુશીબતો ભોગવે છે, તેના વિષે વિચાર કરવાથી આ-

પણુને અચંબો થયા શિવાય રહેશે નહિ. ઝીણા જંતુઓ અને જુદી જુદી જાતની માછલીઓ પોતાનાં ઇંડાં ગમે ત્યાં મુકે છે અને તેમની તેઓ દરકાર લેતા નથી. બીજા પ્રાણીઓ જેવાં કે સાપ-મગર અને શાહમૃગ પોતાનાં બચ્ચાંઓને માટે સુખદાયક જગ્યા શોધે છે અને ત્યાં ઇંડાં મૂકે છે. બીજાં પક્ષીઓ માળા બાંધે છે અને પોતાનાં ઇંડાં સેવે છે અને જ્યાં સુધી તે ઉડતાં શીખે છે ત્યાં સુધી તેમનું રક્ષણ કરે છે.

* * * * *

વડીલ પક્ષીઓમાં જ્યાં સુધી પ્રેમ ચાલે છે ત્યાં સુધી ઘણા જુસ્સાવાળાં હોય છે અને તે પ્રેમનો જુસ્સો નાના પક્ષીના રક્ષણને જેટલી જરૂર હોય ત્યાં સુધીજ રહે છે. એ કંઈ નવાઈ જેવું નથી, પણ પક્ષીઓમાં આ કુદરતી પ્રેમ બીજા પ્રાણીઓ કરતાં ઘણાજ પ્રમાણમાં હોય છે. અને કુદરતે એટલી પણ સંભાળ રાખી છે કે આ પ્રેમ બચ્ચાંઓના પોષણને માટે ઉપયોગી થાય અને પછીથી વડીલ પક્ષીને તેમની દરકાર વધારે રહે નહિ એટલોજ રાખ્યો છે કારણ કે બાળક પક્ષી જ્યાં સુધી ઉડવા શીખ્યું નથી, અને જ્યાં સુધી પોતાની મેળે પોતાનું રક્ષણ કરી શકે નહિ ત્યાં સુધી તેમની મા તેમની સંભાળ લે છે; પણ તે ઉડતાં શીખે અને પોતાનો ચારો લાવવાને શક્તિવાન થાય કે તરતજ મા તેમને ધકેલી મુકે છે, અને આ પ્રેમ ઓછો થઈ જાય છે.

"માણસની જીંદગીના દરેક ભાગમાં બુદ્ધિનો અંશ જણાય છે, અને જનાવરો-પ્રાણીઓમાં આવી બુદ્ધિ હોતી નથી. ઘણા થોડા વિષયોમાં પ્રાણીઓ માણસ કરતાં વધારે ચતુરાઇ જણાવે છે. આનાં દ્રષ્ટાંત તરીકે આપણે એક દાખલો લઇએ.

"પોતાનાં બચ્ચાંઓ માટે એક મુરઘી અવાજ અને અવર જવર વિનાની જગ્યા માળો બાંધવાને કેવી સંભાળથી શોધે છે? પોતે તેમને ઢાંકી શકે એવી રીતે ઇંડાં મુકયા પછી તેમને કેવી ચતુરાઇથી દરેક બાજુએ ફેરવે છે કે જેથી તેમના દરેક ભાગને ગરમી લાગે. જ્યારે પોતે ચારો ચરવા જાય છે ત્યારે તે ઠંડાં થઇ ન જાય અને તેમાંનો જીવ મરણને શરણ ન થાય માટે કેવી નિયમિત રીતે પાછી ફરે છે. ઉનાળાના સમયમાં લગભગ બે કલાક સુધી પોતાના બચ્ચાં પાસે આવતી નથી; પણ શીયાળામાં જ્યારે ઈંડાં થોડા સમયમાંજ ઠંડાં થઇ જાય છે ત્યારે તે ઘણી ઉદ્યોગી બને છે અને પ્રથમનાં કરતાં અરધો સમયજ બહાર રહે છે. જ્યારે બચ્ચાંઓને બહાર નીકળવાનો સમય થાય છે ત્યારે કેવી કાળજીથી અને ધ્યાનપૂર્વક તે ઇંડું ફોડે છે! તે કેવી ચતુરાઇથી જુદી જુદી ઋતુઓમાં પોતાનું રક્ષણ કરતાં, પોતાને વાસ્તે ચારો લાવવા, અને જ્યારે પોતે બ્હાર જાય ત્યારે પોતાનો માળો ન છોડવાનું મહેનત લઇ શીખવે છે.

"ઉપર બતાવેલા વિષયોમાં બીજી જાતનાં ઘણાં પક્ષીઓ અસાધારણ ચતુરાઈ અને ડહાપણ વાપરે છે. મુરઘી પણ પોતાનાં બચ્ચાંને વાસ્તે ઘણી ચતુરાઇ વાપરે છે પણ તેમને ઉછેરવા શિવાયની બીજી પ્રેરણા બુદ્ધિ તેને ઘણા થોડા પ્રમાણમાં હોય છે. એક ચોકના ઠકડાને તે પોતાનું ઇંડું માની લે છે અને તેના ઉપર બેસે છે. પોતાનાં મુકેલાં ઈંડાં કાંઇ વધારો કે ઘટાડો થાય તે તેને માલમ પડતું નથી. પોતાના ઇંડામાં અને બીજા પ્રાણીના ઈંડામાં કાંઇ પણ તફાવત તે શોધી શકતી નથી, અને કદાચ કોઈ ઇંડામાંથી બીજી જાતનું પક્ષી નીકળે તો તે પોતાના બચ્ચા પ્રમાણે પાળે છે!"

આ પ્રેરણા બુદ્ધિ ઘણા ઉંચા પ્રમાણમાં પ્રાણીઓને કુદરતે બક્ષેલી છે, અને કોઈ કોઇ સમયે તો માણસની બુદ્ધિ કરતાં પણ વધારે સચોટ કામ કરી શકે છે. આથી આપણને હરકોઇ માણસને લાગે છે કે પ્રાણીઓનો નાશ કરવામાં આપણે કુદરતના મહાન ગુન્હેગાર થઇએ છીએ.

હવે હું વાંચકવૃંદ સમક્ષ બીજો દાખલો રજુ કરૂં છું જેથી હરકોઇ માણસને માલમ પડશે કે નાના-અલ્પ જીવોમાં પણ કેવા પ્રકારની પ્રેરણા બુદ્ધિ રહેલી છે અને માણસ કરતાં કેવા ઉંચા પ્રકારની પોતાની જીંદગી ગુજારે છે.

મી. કે. ડી. શરાફ, પોતાના ગેબી ત્રિયારાજ નામના લેખમાં નીચે મુજબ જણાવે છેઃ

"પૃથ્વીપર વસતાં શહેરો તેમાં ચાલતી રાજ્યનીતિ અને પ્રજા વ્યવહાર અને પ્રાણીની નિત્ય ક્રિયા વિગેરેનું સૌ કોઇને કેટલેક દરજ્જે જ્ઞાન હોય છે, પરંતુ પૃથ્વીના પડોની નીચે વસેલા શહેરો અને તેના વસનારાઓ કેવા છે, ત્યાંની રાજ્યનીતિ અને પ્રજા વ્યવહાર અને પ્રત્યેક પ્રાણીની નિત્ય ક્રિયા વિગેરે કેવી રીતે ચાલી રહ્યું છે, એ ઘણાની જાણ બહાર હોય એ સંભવીત છે.

જે કીડીઓને આપણે દરરોજ હજારો બલકે તેથી પણ વધારે ચગદી નાંખીએ છીએ તેઓ પોતાની જીંદગી કેવા પ્રકારની ગાળે છે તે હવે આપણે જોઇએ.

આં જમીનની નીચે દરો કરીને કીડીઓ રહે છે તે સર્વે કીડીઓનો પ્રદેશ, અન્ય કીડીઓથી ઘણીજ મોટી કીડી કે જે કીડી રાણી ( Queen-ant ) કહેવાય છે તેના તરફથી વસાવવામાં આવે છે. પ્રદેશમાં વસતા પ્રાણીઓ કીડીરાણી સિવાય બીજી કેટલીક માદા હોય છે, એ સિવાય અસંખ્ય અપૂર્ણ માદા અર્થાત્ જેઓ પ્રજા ઉત્પન્ન કરી શકે નહિ તેવી સ્થિતિમાં હોય, તે છે. અપૂર્ણ માદાઓને આપણે કર્મકારોને નામે ઓળખીશું.

તખ્ત ઉપર રાણી છતાં ત્યાં ત્રિયારાજ ચાલે છે. અહીં કાંયદા કાનુન કે ન્યાય મંદિર નથી, શહેરની સુલેહ માટે પોલીસ નથી, કે ગુન્હેગારો માટે કારાગ્રહો નથી. સંપ, શાંતિ, ખંત, દીર્ઘદૃષ્ટિ અને મિત-વ્યયિતા ( Frugality )નાં અહીં સદા દર્શન થાય છે.

કીડી રાણીનું કાર્ય ફક્ત ઇંડાંજ મુકવાનું છે તે બે પ્રકારનાં ઇંડાં મુકે છે, એક જાતના ઇંડાંમાંથી અસંખ્ય કર્મકારો ઉત્પન્ન થાય છે. નરની સંખ્યા માદાથી ઓછી હોય છે.

કર્મકારો બે પ્રકારના હોય છે. ખરા કર્મકારો ( workers ) અને બીજા સૈનિકો ( Sowirs ) હવેથી આ બે વર્ગને કર્મકારો અને સૈનિકોના નામે ઓળખીશું.

કર્મકારો કર્તા પાસેથી શીખી લાવેલી શિલ્પકળાના બળથી પોતાના નગરનો કોટ, દરવાજા, અંદર ગૃહ રસ્તા, સુરંગો, અનુસરતાં મંદિરો અને તેમાં જોઇતા ઓરડા બનાવે છે. રાણી જે ઇંડાં મુકે છે તેને સેવે છે. રાણી પોતાના રંગભુવનમાં પડી પડી ઇંડાં મુકયા કરે છે. ત્યાંથી કર્મકારો મ્હોં દ્વારે, ઇંડાં માટે બનાવેલા ઓરડાઓમાં લઇ જઇ મુકે છે અને સેવવા માટે એકસરખી ગરમી મળે છે કે નહિ તે તરફ ધ્યાન રાખે છે. જો ગરમી ઘણી હોય તો વધારે ઉંડે ભાગે ઓરડામાં લઈ જાય છે. ઠંડી વધારે હોય તો ઉપરના ભાગે આ-

વેલા ઓરડામાં રાખે છે. ઇંડાં સેવતાં તેમાંથી યેળના આકારનાં બચ્ચાં નીકળે છે. તે કીડીને જરા પણ મળતાં આવતાં નથી. તે પોતે ફરી પોતાનો ખોરાક લાવી શકતાં નથી એટલે કર્મકારોજ તેને ખવરાવે છે. પોતાના મોંના લાળ અવયવો ( palpi ) થી તેમને સાફ કરે છે ને તેમની પૂર્ણ સંભાળ લે છે. ત્યાર પછી અમુક દિવસે યેળમાંથી કીડીનું સ્વરૂપ નીકળે છે. આ વખતે કર્મકારો તેમની પૂર્ણ સંભાળ લે છે. દરેક જણ એવી ખુબીથી પોતપોતાના કામે વળગી જાય છે કે કોઇને બોજો માલમ પડતો નથી ને નારાજ થવાનું કારણ મળતું નથી. અંધ સહોદર ભાવથી બંધાયેલા છે તેથી પરસ્પર એકેકને મદદ કરવા હમેશાં તત્પર રહે છે.

* * * * *

આ કર્મકારો પોતાના અંધ સહોદર ભાવથી કોઇ સાથી થાકી જાય તો તેને મોંમાં ઉપાડી ઘેર લઇ જાય છે અને સાજાં થાય ત્યાં સુધી તેમની ચાકરી કરે છે.

સૈનિકો પ્રદેશની સરહદપર રક્ષકોનું પ્રદેશથી થોડે દૂર ફરતા રહી જાસુસોનું અને કેટલાક અંધારામાં રાણીના અંગરક્ષકોનું કાર્ય કરે છે. સૈનિકો કર્મકારોથી કદમાં મોટા હોય છે અને તેમના દાંતો ( Mandibs ) વધારે મોટા અને મજબુત હોય છે. કીડીની હારોમાં થોડે થોડે અંતરે એકેક બબ્બે એવી મોટી કીડીઓ ચાલે છે. તેઓ કર્મકારોની હાર વીખરાય નહિ અને આજુબાજુ ભય છે કે નહિ તે જોવા છુટી ચાલતી જોવામાં આવે છે. એક વર્ગમાં પૂરેપુરો સ્વદેહ અભિમાન રહેલો છે. ભયને સમયે તૈયાર થઇ જાય છે. દુશ્મનના હુમલા વખત પોતાના પ્રદેશના રક્ષણાર્થે રજપુતાણીઓ માફક ઝઝુમે છે.

નર માદાને પાંખ હોય છે. તેઓ મુખ્ય રાણીથી કદમાં નાનાં હોય છે. અષાડ, શ્રાવણ ભાદરવામાં સામટી બહાર નીકળે છે. નર માદાને બહાર નીકળતાંજ હવામાં ઉડી પરસ્પર લગ્નનો આરંભ કરે છે અને થોડીવાર અદૃશ્ય થઇ જાય છે. ત્યાં એઉના ટુંક સમાગમ પછી જમીનપર પડવા માંડે છે. નર જીંદગી ત્યાર પછી નકામી હોવાથી બહારજ મરણ પામે છે. પ્રજા ઉત્પન્ન કરવામાં સાધનભુત થવા જેટલોજ તેમનો ખપ હતો તે પુરૂં થતાં તેઓ જમીનપર તરફડી મરી જાય છે. આ પ્રમાણે તેઓ પ્રજા ઉત્પન્ન કરે છે.

* * * * *

મનુષ્યની અજબ રસના વિષે શું કહેવું ? કયા કયા પોતે સ્વાદ શોધવા જાય છે ? એણે શું વસ્તુ છોડી છે ? કીડી જેવી શાંત, ઉદ્યોગી, ખંતીલી, રાજ્યભક્તિ સમજનારી, ઉચ્ચ સહોદર ભાવનું દર્શન દેનારી પાસે કાંઈ ગ્રહણ કરવાને બદલે તેનો પણ સ્વાદ કાઢી જોનારા પડયા છે—આ યુરોપ તથા અમેરિકામાં પડયા છે.

* * * * *

આ ઉપરથી આપણે જોવાનું એટલુંજ કે આવાં ક્ષુદ્ર પ્રાણી કેવાં અપૂર્વ નીતિ અને સદ્વ્યવહાર ખુલ્લાં મુકે છે. આથી હરકોઇને જરૂરી કે આપણે આ સૃષ્ટિના કોઇ પણ જાતનાં ગમે તેવાં અલ્પ પ્રાણીનો નાશ કરવામાં આપણે કુદરતના કેટલા અને કેવા અપરાધિ થઇએ છીએ, તેથીજ પ્રાણી તરફ દયા બતાવવી એ આપણી—હરકોઇની ફરજ-ધર્મ છે.

# તમો શું કરી શકો છો.

( અનુસંધાન અંક ત્રીજાના પૃષ્ટ ૭૮ થી. )

( લેખક વકીલ વર્ધમાન સ્વરૂપચંદ. અમદાવાદ. )

ઉત્તર—પરોક્ષ પ્રમાણના પાંચ ભેદ છે.

પ્રશ્ન—કયા કયા.

ઉત્તર—સ્મૃતિ, પ્રત્યભિજ્ઞાન, તર્ક, અનુમાન, અને આગમ.

પ્રશ્ન—સ્મૃતિ-પરોક્ષ પ્રમાણ એટલે શું ?

ઉત્તર—પૂર્વે અનુભવેલા પદાર્થને યાદ કરવું તેને સ્મૃતિ પરોક્ષ પ્રમાણ કહે છે.

પ્રશ્નઃ—પ્રત્યભિજ્ઞાન-પરોક્ષ પ્રમાણ એટલે શું ?

ઉત્તરઃ—સ્મૃતિ અને પ્રત્યક્ષ પદાર્થમાં જે રૂપ જ્ઞાન તેને પ્રત્યભિજ્ઞાન કહે છે. ઉ–કાલે જોયો હતો તે આ માણસ.

પ્રશ્નઃ—પ્રત્યભિજ્ઞાન પરોક્ષ પ્રમાણના કેટલા ભેદ છે ?

ઉત્તરઃ—એકત્વ પ્રત્યભિજ્ઞાન, અને સાદશ્ય પ્રત્યભિજ્ઞાન એમ બે ભેદ છે.

પ્રશ્નઃ—એકત્વ પ્રત્યભિજ્ઞાન એટલે શું ?

ઉત્તરઃ—સ્મૃતિ અને પ્રત્યક્ષ પદાર્થમાં એકતા દેખાય તેવું જોડ રૂપ જ્ઞાન, તેને એકત્વ પ્રત્યભિજ્ઞાન નામનું પરોક્ષ પ્રમાણ કહે છે. ઊ—કાલે જોયો હતો તેજ આ માણસ છે.

પ્રશ્નઃ—સાદશ્ય પ્રત્યભિજ્ઞાન એટલે શું ?

ઉત્તરઃ—સ્મૃતિ અને પ્રત્યક્ષ પદાર્થમાં સાદશ્ય રૂપે જણાતું જોડ રૂપ જ્ઞાનને સાદશ્ય પ્રત્યભિજ્ઞાન નામનું પરોક્ષ પ્રમાણ કહે છે. ઊ. કાલે જોયો હતો તેના જેવો આ કોઇ બીજો માણસ છે અથવા ગાયના જેવું રોઝ હોય છે.

પ્રશ્નઃ—તર્ક પરોક્ષ પ્રમાણ એટલે શું ?

ઉત્તરઃ—વ્યાપ્તિ જ્ઞાન અથવા અવિનાં ભાવ સંબંધ જ્ઞાનને તર્ક પરોક્ષ પ્રમાણ કહે છે ઊઃ જ્યાં સાધન હોય ત્યાં સાધ્ય હોવોજ જોઇએ; અને જ્યાં સાધન ના હોય ત્યાં સાધ્ય પણ નહિજ હોવો જોઇએ.

પ્રશ્નઃ—સાધ્ય એટલે શું ? અને તેના કેટલા ભેદ છે ?

ઉત્તરઃ—ઇષ્ટ, અબાધિત અને અસિદ્ધ એમ સાધ્યનાં ત્રણ ભેદ છે.

પ્રશ્નઃ—ઇષ્ટ સાધ્ય એટલે શું ?

ઉત્તરઃ—વાદી અને પ્રતિવાદી જે વસ્તુને સિદ્ધ કરવા ચાહે તેને ઇષ્ટ સાધ્ય કહે છે.

પ્રશ્નઃ—અબાધિત સાધ્ય એટલે શું?

ઉત્તરઃ—સાધ્ય પદાર્થ બીજા પ્રમાણથી બાધીત ન હોય અથવા બીજા શબ્દોમાં સાધ્ય પદાર્થને બીજા પ્રમાણથી દોષ આવે નહિ, તેને અબાધિત સાધ્ય કહે છે.

પ્રશ્નઃ—અસિદ્ધ સાધ્ય એટલે શું ?

ઉત્તરઃ—જે સાધ્ય બીજા પ્રમાણોથી સિદ્ધ થાય નહિ તેને અસિદ્ધ સાધ્ય કહે છે.

પ્રશ્નઃ—સાધન એટલે શું?

ઉત્તરઃ—સાધ્યના હેતુભુત સાધન કહે છે.

પ્રશ્નઃ—સાધનના કેટલા ભેદ છે?

ઉત્તરઃ—સાધ્યના હેતુભુત સાધનને સાધન કહે છે. અને વિપરિત સાધનને સાધનાભાસ અથવા હેત્વાભાસ અથવા સદોષ હેતુ કહે છે, કે સદોષ સાધન કહે છે એટલે કે નિર્દોષ સાધન અને સદોષ સાધન એમ બે ભેદ છે.

પ્રશ્નઃ—સદોષ હેતુ ( સાધન ) અથવા હેત્વાભાસના કેટલા ભેદ છે?

ઉત્તરઃ—અસિદ્ધ, વિરૂદ્ધ, અને કાન્તિક, ( વ્યભિચારી ) અને અકિંચિત્કર એમ ચાર ભેદ છે.

પ્રશ્નઃ—અસિદ્ધ હેત્વાભાસ એટલે શું?

ઉત્તરઃ—સાધન ( હેતુ )નો અભાવ એટલે ગેરહાજરી અથવા તેની હાજરીમાં શક એટલે સંદેહ હોય તેને અસિદ્ધ હેત્વાભાસ કહે છે. ઊઃ-"શબ્દ નિત્ય છે; કેમકે આંખ્યેથી જણાય છે" પરંતુ શબ્દ તો કાનનો વિષય છે; તે આંખ્યનો વિષય હોઇ શકેજ નહીં.

પ્રશ્નઃ—વિરૂદ્ધ હેત્વાભાસ એટલે શું?

ઉત્તરઃ—વિરૂદ્ધ પદાર્થની સાથે સાધનની વ્યાપ્તિ હોય તેને વિરૂદ્ધ હેત્વાભાસ કહે છે. ઊઃ-"શબ્દ નિત્ય છે; કારણ કે તે પરિણામી છે." અહીંયાં "પરણામી"ની વ્યાપ્તિ અનિત્યની સાથે છે.

પ્રશ્નઃ—અનેકાન્તિક અથવા વ્યભિચારી હેત્વાભાસ એટલે શું? અને તેના કેટલા ભેદ છે?

ઉત્તરઃ—પક્ષ, સપક્ષ, અને વિપક્ષ એમ ત્રણ ભેદ અનેકાન્તિક અથવા વ્યભિચારી હેત્વાભાસના છે.

પ્રશ્નઃ—પક્ષ અનેકાન્તિક અથવા વ્યભિચારી હેત્વાભાસ એટલે શું?

ઉત્તરઃ—જ્યાં સાધ્યને રહેવાની શંકા હોય તેને પક્ષ અનેકાન્તિક અથવા વ્યભિચારી હેત્વાભાસ કહે છે. ઊઃ-" આ કુવામાં ધુમાડો છે; કારણ કે તેમાં અગ્નિ છે.

પ્રશ્નઃ—સપક્ષ અનેકાન્તિક હેત્વાભાસ એટલે શું?

ઉત્તરઃ—જ્યાં સાધ્યના સદ્ભાવની હાજરી હોય; તેને સપક્ષ અનેકાન્તિક હેત્વાભાસ કહે છે. ઊઃ—ધુમાડાનો સપક્ષ લીલાં લાકડાંમાં બળેલી અગ્નિ છે.

પ્રશ્નઃ—વિપક્ષ અનેકાન્તિક હેત્વાભાસ એટલે શું?

ઉત્તરઃ—જ્યાં સાધ્યના અભાવનો નિશ્ચય હોય તેને વિપક્ષ અનેકાન્તિક હેત્વાભાસ કહે છે. ઊઃ—અગ્નિ વડે તપેલો લોઢાનો ગોળો.

પ્રશ્નઃ—અકિંચિત્કર હેત્વાભાસ એટલે શું? અને તેના કેટલા ભેદ છે.

ઉત્તરઃ—જે હેતુ કાંઇ પણ કાર્ય કરવામાં ( સાધ્યની સિદ્ધિ ) સમર્થ ન હોય તેને અકિંચિત્કર હેત્વાભાસ કહે છે; અને સિદ્ધ સાધન તથા બાધિત સાધન અથવા બાધિત વિષય એમ તેના બે ભેદ છે.

પ્રશ્નઃ—સિદ્ધ સાધન-અકિંચિત્કર હેત્વાભાસ એટલે શું?

ઉત્તરઃ—જેના હેતુનો સાધ્ય સિદ્ધ હોય તેને સિદ્ધ સાધન-અકિંચિત્કર હેત્વાભાસ કહે છે. ઊ—અગ્નિ ગરમ છે; કારણકે સ્પર્શ ઇંદ્રિય વડે એવી ખાતરી થાય છે.

પ્રશ્નઃ—બાધિત વિષય-અકિંચિત્કર હેત્વાભાસ એટલે શું? અને તેના કેટલા ભેદ છે.

ઉત્તરઃ—જેના હેતુના સાધ્યમાં બીજા પ્રમાણથી બાધા-દોષ આવે તેને બાધિત વિષય-અકિંચિતકર હેત્વાભાસ કહે છે; અને પ્રત્યક્ષ બાધિત, અનુમાન બાધિત આગમ બાધિત, અને સ્વવચન બાધિત એમ તેના ચાર ભેદ છે.

પ્રશ્નઃ—પ્રત્યક્ષબાધિત વિષય એટલે શું ?

ઉત્તરઃ—જેના સાધ્યમાં પ્રત્યક્ષ બાધા આવે તેને પ્રત્યક્ષ બાધિત વિષય અકિંચિતકર હેત્વાભાસ કહે છે; ઊ—" અગ્નિ ઠંડી છે; કારણકે તે દ્રવ્ય છે."

પ્રશ્નઃ—અનુમાન બાધિત વિષય એટલે શું ?

ઉત્તરઃ—જેના સાધ્યમાં અનુમાનથી-બાધા આવે તેને અનુમાન બાધિત વિષય અકિંચિતકર હેત્વાભાસ કહે છે; ઊ—" ઘાસ ઇત્યાદિ કર્ત્તાની બનાવેલી છે; કારણકે તે કાર્ય છે" પરંતુ તેમાં આ બાધા આવે છે કેઃ-ઘાસ ઇત્યાદિ કોઈની બનાવેલી નથી;-કારણકે તેનો બનાવનાર કોઈ શરીરધારી નથી. જે જે વસ્તુઓ શરીરધારીની બનાવેલી નથી તે તે કર્ત્તાની બનાવેલી નથી. જેમકે-આકાશ.

પ્રશ્ન—આગમ બાધિત વિષય-એટલે શું ?

ઉત્તર—શાસ્ત્રથી જેનું સાધ્ય બાધિત હોય; તેને આગમ બાધિત વિષય-અકિંચિતકર હેત્વાભાસ કહે છે. ઊઃ—પાપ સુખને આપે છે; કારણકે તે કર્મ છે. જે જે કર્મ હોય તે સુખ આપે છે. જેમ પુન્ય કર્મ. આમાંથી શાસ્ત્રથી બાધા આવે છે; કારણકે શાસ્ત્રમાં પાપને દુઃખ દેવાવાળું લખ્યું છે.

પ્રશ્ન—સ્વવચન બાધિત વિષય એટલે શું ?

ઉત્તરઃ—જેના સાધ્યમાં આપણા વચન વડેજ બાધા આપે તેને સ્વવચન બાધિત વિષય-અકિંચિતકર હેત્વાભાસ કહે છે. ઊ—"મારી મા વંધ્યા છે," આમાં પોતાનાજ વચનથીજ બાધા આપે છે કારણકે પુરૂષનો સંયોગ થયા છતાં પણ તેને ગર્ભ રહેતો નથી.

---

નશીબ ગમે તેવું હોય તેના બનાવનાર તમેજ છો. તમારૂં ભવિષ્ય સુધરશે કે બગડશે તેનો મુખ્ય આધાર તમારા હૃદયમાંથી દરેક પળે નિકળતા સારા યા નરસા વિચારોજ છે.

* * * * *

પ્રિય વાંચક ? દરેક વસ્તુ કરતાં અમુલ્ય શ્રદ્ધા મેળવવા માટે તું પ્રયત્ન કરજે. શ્રદ્ધા ઉપર તમારા વિજયનું મકાન બાંધશો તો ખરેખર નિત્ય પદાર્થો વડે નિત્યતાના ખડક ઉપર પાયો નાખશો. અને તમે જે મકાન ચણશો તે કદાપી નાશ પામશે નહિ.

* * * * *

આપણે હમેશાં ઉચ્ચ વિચાર રાખવા જોઇએ. જો આપણે આકાશ તરફ તીર નાંખવા ઇચ્છીશું તો જે માણસ ઝાડ તરફ ફેંકવાની ઇચ્છા કરે છે તેના કરતાં આઘું જશે.

* * * * *

"પહેલું સુખ તે જાતે નર્યા" એ કહેવત હમેશાં યાદ રાખવી અને શરીર તંદુરસ્ત રાખવું. જેમ પાણીની કીંમત રણમાં મુસાફરી કરનારને માલુમ પડે છે. તેવી રીતે જ્યાં સુધી મનુષ્ય શરીરે તંદુરસ્ત હોય ત્યાં સુધી તંદુરસ્તીની કીંમત માલુમ પડતી નથી પરંતુ જ્યારે રોગોથી માણસ પીડાય છે ત્યારેજ તેને તેની ખરી કીંમત માલુમ પડે છે.

* * * * *

દરેક કાર્ય કરવામાં હમેશાં આનંદી અને પ્રફુલીત રહેવું. આપણે અન્ન લેતી વખતે જો પ્રફુલીત રહીએ તો આપણી પ્રાચીન ક્રીયા સારી થાય છે અને જો મનમાં ક્રોધ ઉત્પન્ન થાય તો લોહીનું ઝેર થાય છે. માટે માતાએ પણ પોતાના બાળકને ધવરાવતી વખતે ક્રોધ કરવો નહિ.

# सुविचार रत्नराशि

## सुख !

( લેખક વીર બાળક. મણિમંદિર—પાદરા )

જ્યાં જાઓ ત્યાં સુખનુંજ સંકીર્તન કરો. દુઃખ સંબંધી વાતોનો પરિત્યાગ કરીને, જેને મળો તેની સાથે સુખનીજ વાતો કરો. વિપત્તિનું વાદળ તમારા અથવા અન્યના મસ્તક ઉપર ઝઝુમી રહેલું જુવો, તોપણ સુખનીજ વાતો કરો; વિપત્તિનું વાદળ તમારાપર તુટી પડ્યું હોય, અને લોકો જે સ્થિતિને, દુખના માથે ઝાડ ઉગ્યા જેવી ગણતા હોય તે સમયે પણ સુખ સંબંધીજ વાતો અને વિચારો કરો. સુખ પ્રાપ્ત હોય અથવા સુખ પ્રાપ્ત થવાનો સંભવ હોય ત્યારે અધિક સુખની વાત કરો. બીજાઓને જ્યારે શોકાતુર જુવો, ત્યારે તેમને પ્રસન્નતા પ્રકટાવવાનો સત્યાગ્રહ કરો. તેમના શોકના વિષયની વાતો તેમના આગળ ન કાઢો. પણ સુખનીજ વાતો કાઢો, અને તેમનો શોક સત્વર ઓછો થશે.

* * * * *

સ્થળે સ્થળે સુખ સંબંધીજ વાતો કરો, તે સર્વદા લાભનેજ કરે છે. અંધકાર દર્શાવવાનું છોડી દઈ સર્વને સૂર્યનો પ્રકાશજ દર્શાવો, અને સર્વ તમને પણ સૂર્યનોજ પ્રકાશ દર્શાવશે.

* * * * *

સર્વની આગળ સુખનીજ વાતો કાઢો. એથી તમારૂં આરોગ્ય સુધરશે, તમારી માનસિક શક્તિઓ અધિક તેજસ્વી થશે. અને તમે જ્યાં જશો ત્યાં સર્વ તમારા પ્રતિ આકર્ષાશે. દુઃખની નિરંતર વાતો કરવાથી શરીર બેડોળ અને કદ્રુપુ થાય છે. અને સુખનીજ નિરંતર વાતો કરવાથી શરીરનું સૌંદર્ય વધે છે. વળી સુખની નિરંતર વાતો કરવાથી જે શારીરિક, માનસિક, અને આધ્યાત્મિક લાભ તમને થાય છે, તેજ લાભ તમારી સુખ સંબંધી વાતો જેઓ પ્રેમપૂર્વક સાંભળે છે તેમને થાય છે.

* * * * *

સુખનીજ વાતો કરો, તો તમારા મનને નિરંતર પ્રસન્ન રહેવાનો અભ્યાસ પડી જશે. તમારા ઉદાહરણથી બીજા હજારો, સુખનુંજ સંકિર્તન કરતાં શીખશે. એક દીપક કેટલા અસંખ્ય દીપકો પ્રકટાવે છે, એ શું તમે નથી જાણતા ? ઉત્તમ જીવન ગાળનારો એકજ મનુષ્ય, તેજ પ્રમાણે, પોતાના સંબંધથી, હજારોને ઉત્તમ જીવન ગાળનાર કરી શકે છે.

બીજાઓને નાહિંમત અને નિરાશ થયલા જોઇને તેમના આગળ તેમનામાં હિંમત અને આશા પૂર્ણ વેગથી પુનઃ પ્રકટે એવી સુખનીજ વાતો કર્યા કરો. સર્વને માટે ભવિષ્યમાં અસાધારણ સુખ રહેલું હોય છે. તેને વર્તમાનને આણવાનો પ્રયત્ન નહિ કરવાથીજ, ઘણા મનુષ્યો દુખી રહે છે. તેમના આગળ સુખની વાતો કરીને ભાવીમાં રહેલાં સુખોને તેઓ જુવે તેમ કરો. જ્યારે મન નિરાશ અને નાહિંમત થયેલું હોય છે. ત્યારે તે અંધ હોય છે તે સ્થિતીમાં તે કેવળ અંધકારજ જુવે છે. સુખની વાતો વડે મનમાં જ્યારે પ્રસન્નતાનો પ્રકાશ પ્રવેશાવવામાં આવે છે ત્યારે મનનું અંધત્વ નાશ થાય છે અને તેને નેત્ર આવે છે. તે પોતાના ભાવીમાં રહેલા સુખને જોઇ શકે છે, અને તે પ્રાપ્ત કરવાના પ્રયત્નો આદરી શકે છે માટે સર્વ પ્રસંગે, સર્વ સ્થળે તે સર્વની સાથે સુખનીજ વાતો કરો.

* * * *

હજારો મનુષ્યોના અંતઃકરણોનો દુઃખમય અંધકાર ટાળવો અને સુખના માર્ગમાં તેમને પુરી દેવા, એના જેવું ઉત્તમ બીજું કયું સરળ અને સુગમ સત્કર્મ તમને જણાય છે? આવું સત્કર્મ કેવા અનવધિ ફળને ઉપજાવનારૂં હોવું જોઇએ." આવું સત્કર્મ કરવામાં શું દ્રવ્યની કે એવાજ કોઇ શ્રમથી મળનાર સાધનની અગત્ય છે? ના એવા કોઇ સાધનની અગત્ય નથી. સુખનીજ જ્યાં ત્યાં વાતો કરો અને તમને સ્પષ્ટ થશે કે આવું સત્કર્મ તમે નિત્યજ વિના મુલ્યે કરી શકશો?

* * * *

કલેશ, કંકાસ, વિપત્તિ કે અવ્યવસ્થાના ભરસમુદ્રમાં તમે બેઠા હો તોપણ સુખનીજ વાતો કરશો જેથી કલેશ કંકાસ વિગેરે અલ્પ સમયમાંજ નિવૃત્ત થઇ જશે. દુઃખના વિષયની વાતો બદલીને સુખના વિષયની વાતો કાઢવી એ કામ કંઈ અઘરૂં નથી. કોઇએ પ્રથમ આગેવાની કરવી જોઇએ. તરતજ દુઃખની વાતો બંધ પડી જઇને સુખની વાતો ચાલવા માંડશે. સારી વાતો ચાલતી હોય છે, એટલામાં કોઇ ભૂતની વાત કાઢે છે, તો તુર્તજ સારી વાતો બંધ પડી ભુતની વાતો ચાલવા માંડેલી શું તમે નથી અનુભવી? દુઃખની વાતો બંધ પાડીને સુખની વાતોનો પ્રસાર પણ એવીજ રીતે કરી શકાય છે. જ્યાં જાઓ ત્યાં સુખની વાતો કાઢવાની આગેવાની કરવાનું કદી પણ ચુકશો ના.

* * * *

કઠણ દહાડા આવ્યા છે, વરસ વરસને ખાતું આવે છે, ધંધા રોજગારમાં રસકસ નથી વિગેરે વાતો જ્યારે નવરા બેઠા હોય ત્યારે કરી વાતાવરણને નિમાલ્ય ને શોકમય ન કરો પણ અભ્યુદયની અર્થાત્ ચઢતીનાજ દિવસોની વાતો કરો. વરસ વરસને ખાતું આવતું હોય ને ધંધા રોજગારમાં રસકસ ન રહ્યા હોય તો મનુષ્યે પોતેજ પોતાના પ્રયત્નથી તેવી સ્થિતી ટાળવાનો પ્રયત્ન કરવો જોઈએ. ભવિષ્યમાં સારા દિવસ આવશે.-એવી શ્રદ્ધા જો મનુષ્યમાં પ્રકટે છે તો સારા દિવસો આવવાના તે વિચારો કરે છે. તથા તેવા દિવસો માટે તે પ્રયત્નો પણ કરે છે. શ્રદ્ધાથીજ તેના મનમાં આશાના અંકુરો ફુટે છે અને તેના પ્રયત્નને વેગ મળે છે, અને આવી શ્રદ્ધા સારા દિવસો આવવાની, મનુષ્યો આગળ વાતો કરવાથીજ પ્રગટે છે.

* * * *

આ વર્ષે વૃષ્ટિ ઘણીજ સારી થશે, એવું ખેડુતને કહેવાથી તે કેવો ઉત્સાહમાં આવી જાય છે? અને પ્રસન્નતાથી તે ખેતી કરવાનાં સર્વ સાધનો એકઠાં કરે છે. એથી ઉલટું વરસાદ નહિ આવવાની વાત તેમના હાથ પગ ભાગી નાખે છે, અને તેના વિચારનું વાતાવરણ ચિંતામય કરી મુકે છે. દુઃખનાં કારણો એકત્ર થઈને જેટલાં દુખો ઉત્પન્ન કરે છે, તેના કરતાં દુઃખનો ભય વધારે દુઃખોને ઉપજાવે છે અને અભ્યુદયની વાતો કરવાથી દુઃખનો ભય દૂર કરી શકાય છે

* * * *

આરોગ્યનીજ વાતો જ્યાં ત્યાં કરો. ગામની હવા બગડી છે, હવે પ્લેગ, કોલેરા, તાવ, ચાલશે અને હવે ઢીકણું થશે ને રમકડું થશે—એવી એવી વાતો ન કરતાં આરોગ્યની વાતો કરો. એ આરોગ્યનું સર્વોત્તમ ઔષધ છે. બીજા કારણોથી જેટલા વ્યાધીઓ પ્રસરે છે તેના કરતાં મંદવાડની વાતોથી વધારે પ્રસરે છે. લોકો જ્યારે મંદવાડની વાતો કરતા અને મંદવાડનું ચિન્તવન કરતા બંધ પડી જશે ત્યારે તેમને મંદવાડ આવતો પણ બંધ પડી જશે. આરોગ્યનીજ વાતો કરો અને આરોગ્યનુંજ ચિન્તવન કરો તો તમે સ્થિર આરોગ્યનો અનુભવ કરશોજ.

# સ્ત્રીએ શા માટે ભણવું?

( લેખક-જસી કાલીદાસ-ડાહીબાઇ પાઠશાળા અમદાવાદ. )

ભણવાથી અનેક ગુણોની વૃદ્ધિ થાય છે, અને અનેક અવગુણો નાશ પામે છે. જ્યારે જ્ઞાન રૂપી સૂર્યનો ઉદય થાય છે, ત્યારે અજ્ઞાન રૂપી અંધકાર નાશ પામે છે. જો સ્ત્રી પોતે ભણેલી હોય તો પોતાનાં છોકરાંને કેળવણી સારી આપી શકે છે અને કેળવણી આપવાથી તે આગળ ઉપર સારે રસ્તે ચઢી શકે છે. ભણેલી સ્ત્રી નિંદા કરતાં બીજાને અટકાવે છે, અને પોતે સારે રસ્તે ચાલી બીજી સ્ત્રીઓને તેવા રસ્તે દોરે છે. જેમ આંબાને કેરી ન આવી હોય ત્યાં સુધી અક્કડ રહે છે, અને કેરીઓ આવે છે ત્યારે નીચો નમે છે તેવીજ રીતે જ્યાં સુધી જ્ઞાન નથી મેળવ્યું ત્યાં સુધી અભિમાન રહે છે, અને જ્યારે જ્ઞાન મેળવાય છે ત્યારે નમ્રતા અને વિનય વિગેરે ગુણો આવે છે. જ્ઞાન ભણવાથી ખરાબ વિચાર ટળી અત્યંત વિશુદ્ધ અધ્યવસાય થાય છે, તેથી સમકિત પ્રાપ્ત થાય છે અને પોતાના હિત અહિતનું સ્વરૂપ જાણી શકાય છે. જ્ઞાની આદરવા યોગ્ય આદરે છે અને ત્યાગ કરવા યોગ્ય ત્યાગ કરે છે. ચર્મચક્ષુથી તો બાહ્ય વસ્તુ જણાય છે અને જ્ઞાન રૂપી ચક્ષુ પ્રાપ્ત થાય તો અંતરંગની અરૂપી વસ્તુ જણાય છે. જ્ઞાનવાળો જીવ કષાય ન કરે, અને કદાપી કરે તો તરત શમી જાય છે. જ્ઞાનથી દેવ, ગુરૂ, ધર્મ, ઓળખે અને શ્રાવકને દિવસમાં શું કાર્ય કરવાનું છે, તે પણ જાણે. સમકિત સહિત જ્ઞાન, ચારિત્ર, તત્કાળ મોક્ષનું કારણ છે.

ભણવાથી ચાતુર્ય આવે છે, દરિદ્રીપણું ટળી જાય છે, તેથી કર્મની નિર્જરા ઘણી થાય છે. ભણેલી સ્ત્રીઓ વખતને કિમતી માને છે. પોતાનાં છોકરાં પણ તેવાં થાય છે. જે સ્ત્રી ભણેલી નથી તેનાં બાળબચ્ચાં પણ અભણ હોય છે. બાળકને માબાપની કેળવણી સારી હોય તો છોકરાં પણ સારાં ઉપજે. કુલક્ષણ શીખે નહિ, અને નાનપણમાંથી ભણતાં શીખે. તેને ગૃહવ્યવસ્થા કઠણ પડતી નથી. પોતાની ફરજ બજાવે છે. અભણ સ્ત્રીનાં છોકરાંને કેટલીક કુટેવો જોવામાં આવે છે, ગાળો દે છે; ખરાબ વચન બોલે છે. ભણવાથી સારાં આચરણ આવે છે, ધર્મ ઉપર પ્રીતિ વધે છે અને આત્માનો વિચાર કરી અવગુણને ત્યાગ કરે છે.

---

સંસારમાં સુખી જીવન ગાળવાની ઈચ્છા રાખનાર દરેક પુરૂષે પોતાના વખતને આળસમાં ગુમાવવો નહિ. કારણ કે આળસુ બેશી રહેનારના મનમાં વિચારોના પ્રવાહો આવ્યા કરે છે અને તેથી તે માણસને ચેન પડતું નથી.

*　*　*　*　*

દીલગીર માણસને આખુ જગત દુઃખરૂપ ભાસે છે. પીળીઓ પયેલા માણસને દરેક વસ્તુ પીળીજ માલુમ પડે છે.

*　*　*　*　*

મમત્વ અથવા હુંપણું એજ આત્માને કેદમાં નાખનાર કેદખાનું છે. તે કેદખાનાના દરવાજા ઉઘાડનાર સત્ય છે. માટે જ્યારે તે સત્યરૂપી દેવી તમને બોલાવા આવે ત્યારે ઉઠીને તરતજ તેની પાછળ જજો. કદાચ તેનો માર્ગ અંધકારમાં થઇને જવાનો હોય પણ આખરે તો જરૂર તે પ્રકાશમાં લઇ જશે.

# परदारा गमन.

( લેખકઃ—શાહ દલસુખભાઇ ગિરધરલાલ માણેકપુરવાળા, પાલીતાણા. )

( અનુસંધાન અંક ત્રીજાના પૃષ્ટ ૮૮ થી. )

श्लोक

लंकेश्वरो जनक जाहरेन वाली ।
तारापहारकतयाप्यथ कीचकाख्यः ॥
पांचालिका ग्रहणतो निधनं जगाम ।
तश्चेतसपि परदाररतिं न कांक्षेत् ॥ ७ ॥

ભાવાર્થઃ—લંકેશ્વર એટલે રાવણરાજાનું કુટુંબ જનકરાજાની પુત્રી સીતાનું હરણ કરવાથી નાશ પામ્યું, તારાની અભિલાષાથી વાલીનું મરણ થયું, દ્રૈપદીની ઇચ્છાથી કિચક, બંધુ વર્ગ સહિત નાશ પામ્યો માટે પરદારા ગમનની ઇચ્છા કરવી નહિ ( ૭ )

બન્ધુઓ ! પરદારાથી પ્રીત કરવાના લીધે પૈસાની ખુવારી, શરીરને ભયંકર હાની, ધર્મનો નાશ, આબરૂમાં ખામી તથા અકાળ મૃત્યુ વિગેરે ભયંકર દુઃખો આવી પડે છે, તે ખમવા છતાં પણ તેના પાસમાં સપડાયેલા કુટિલ મનુષ્યોથી તે નીચત્ર કપટયુક્ત માયા જાલ મુકી શકાતી નથી. તે તેવા મનુષ્યોને શરમાવા જેવું છે. ગમે તેવું પોતાનું નિર્મલ ચારિત્ર અને સદ્કૃત્યોમાં પ્રેમીપણું હોય છે, પરંતુ જ્યારથી તે પરસ્ત્રીના સંગનો રસિક થાય છે ત્યારે તે સર્વ ભૂલી જઇ અવળા માર્ગે પર્યટન કર્યા સિવાય રહેતો નથી તેથીજ જ્ઞાની પુરૂષોએ પરદારા સંગને સર્વ દુઃખોના મુળરૂપ જાણી બહિષ્કાર કરવાને સદુપદેશ આપેલો છે. પરસ્ત્રીના સેવનથી નિચત્વ બુદ્ધિ પ્રાપ્ત થતાં તુરત સદ્બુદ્ધિ, સંત સમાગમ, ધર્મપર પ્રીતિ તથા શુભ કામો કરવાં એ સઘળું નાશ પામે છે જેથી આ ભવમાં પણ સ્થિરતાને પ્રાપ્ત થતો નથી અને અન્ય ભવોમાં એ અનેકવાર તિર્યંચાદિકોને પ્રાપ્ત થતાં અત્યંત કષ્ટો ભોગવવાને લીધે શાન્તિ મેળવી શકતો નથી. પોતાના મનને માંકડારૂપ બનાવી અસ્થિર-ચંચળ માયામાં ગમન કરવાને દોરે છે છતાં પણ ઇન્દ્રિયોને દુષ્ટ માર્ગે તૃપ્તિ મળતી નથી જેથી વારંવાર લલચાતો થકો જનસમાજમાં નિંદાને પ્રાપ્ત થઈ ઉન્નતિ ક્રમના કાર્યોમાં તેનું તે અપલક્ષણ વિઘ્નરૂપ થઇ પડે છે. અગાઉ કરેલાં સારાં કામોની પ્રતિષ્ટા નાશ પામે છે, અને ભવિષ્યમાં આશા રખાતી નથી. આળસરૂપી દુશ્મનને વશ થઇ નબળાઇને પામે છે, તથા રાજ્યદંડ, લાજ, ભયદંડ અને યમદંડના સખ્ત પ્રહારો ખમવા પડે છે; છતાં વ્યભિચારની ઇચ્છા રાખી તે કામમાં આનંદ માનવો તે મોટી અજ્ઞાનતાની વાત છે. સ્વદારા અને પરદારા વસ્તુ સ્વભાવે એકજ છે. કર્મ પ્રમાણે વિવિધ જાતિ પુદ્ગલો ઉત્પન્ન થયેલાં છે. છતાં એકમાં અભાવ અને બીજામાં અયોગ્યતાદર્શક પ્રેમ રાખવો તે મૂર્ખ મનુષ્યને દુર્ગતિમાં જવાનું અને દુઃખોદધિમાં ડુબવાનુંજ લક્ષણ છે. આ ઉપર પ્રસંગોપાત અત્રે એક ટુંક દ્દષ્ટાંત જણાવવામાં આવે છે કેઃ—

એક રાજા ઘણો વિષયાસક્ત હતો, તેને ઘણી રાણીઓ છતાં પોતાની નીચ દાનત એક પ્રધાનની સુંદરી તરફ ખેંચાઇ. આ કારણને ઉદ્દેશીને પ્રધાનને મુસાફરી મોકલ્યો, પછી

હમેશાં તેને ઘેર સમાચાર પુછવાને બ્હાને જવા આવવા લાગ્યો. પ્રધાનની પત્ની રાજાને પિતાજી કહીને કહેતી કે સર્વે કુશળતા છે. તોપણ રાજા હમેશાં જઈ જુદી જુદી વાતો કરવા લાગ્યો. આથી તેને શિખામણ આપી ભૂલ ભાગવા ખાતર પ્રધાન પત્નીએ એક તદબીર રચી. રાજાને પોતાના ત્યાં ભોજન કરવાને ખેંચ કરી, રાજાને એજ જોઇતું હતું, તેથી તેણે કબુલ કર્યું. તે વખતે તેને કાળાં, લાલ, કાબરાં, સફેદ, પીળાં, એમ વિવિધ રંગનાં વાસણોમાં દુધ ભરી રાજા તરફ મૂક્યાં. રાજાએ આ વાસણો જોયાં તો તે ઉપર રૂમાલો ઢાંકેલા તે પણ વાસણના રંગ પ્રમાણેજ હતા. આથી રાજાએ વિસ્મય થઈ પૂછ્યું કે સઘળા વાસણોમાં દુધ છે, છતાં વાસણ અને રૂમાલ જુદા જુદા રંગના રાખવાનું શું કારણ છે? તે સાંભળી પ્રધાન પત્નીએ કહ્યું કે, કાળી ગાયનું દુધ કાળા વાસણમાં અને ધોળી ગાયનું દુધ ધોળા વાસણમાં છે, એમ જેવા રંગની ગાયનું દુધ છે, તેવું વાસણ રાખેલ છે. રાજા કહે એ તો ઠીક પણ તે તમામ દુધ છે. તો પછી તેમ કરવાનો હેતુ શો? પ્રધાન પત્નીએ કહ્યું તે તમામ દુધજ છે. હે પિતા! આપ સમજુને વિશેષ શું કહીએ? કોઇ ધોળું પુદ્ગલ તો કોઇ કાળુ પુદ્ગલ, એમ જુદા જુદા પુદ્ગલોમાં વસતા આત્માઓનું સ્વરૂપ એકજ જાતનું હોય છે તેના સ્વરૂપમાં કાંઇ રૂપ રંગનો ભિન્ન ભાવ છેજ નહિ તેમજ વિષય સુખમાં પણ એકજ જાતનો ભ્રમિત આનંદ છતાં અજ્ઞાની મનુષ્યો મુર્ખતાથી સ્વદારા કરતાં, અનંત દુઃખના સ્થાન તથા કપટની ખાણરૂપ પરદારાનો સંગ કરવામાં વિશેષ આનંદ-સુખ માની બેસે છે. રાજા આ ન્યાયથી સમજ્યો અને પોતે આવી ટેવ તથા પરદારા ગમનની નીચ વર્તણૂંક તજી દઇ પ્રધાન પત્નીની માફી માગી, તેને બ્હેન સમાન ગણી પોતાની સ્વદારાઓથીજ સંતોષ માનવા લાગ્યો.

વાંચકો! ઉપરોક્ત ટુંક પણ બોધદાયક દ્રષ્ટાંત ખરી રીતથી વિચારવા જેવું છે. પ્રધાન પત્નીએ દીર્ઘ દ્રષ્ટિ વાપરીને રાજાને ઉપદેશ કરવા ખાતર બુદ્ધિ વાપરીને સમજાવેલ છે. આપણે પણ તેમાંથી ઉત્તમ બોધ ગ્રહણ કરી પરમમતપણું છોડી દેવાની જરૂર છે. એકજ ધાતુપરથી જુદી જુદી જાતનાં થતાં પાત્રો મુજબ પરિણામે એકજ છતાં પુદ્ગલો વિવિધ જાતિનાં હોય છે. તો પછી રક્ત, માંસ અને ચર્મથી વ્યાપ્ત એવા આ નાશકારક અસ્થિર પુદ્ગલોપર સારા ખોટાનું મોહિતપણું રાખી નીચ કાર્યમાં મોહભાવ રાખવો એ વ્યાજબી નથી. બુદ્ધિમાન પુરૂષોએ તો વિચારવું જરૂરનું છે કે પોતાનું પુદ્ગલ પણ સુખ નહિ આપતાં વિપરિત આચરણમાં પ્રવર્તક છે તો પછી અન્ય પુદ્ગલોમાં તો સુખની આશાજ ક્યાંથી રાખી શકાય? વળી તે બહારના સ્વરૂપ સાથે અંતરના સ્વરૂપનો ખ્યાલ પણ તપાસવાનો છે. એક વિદ્વાન કવિ લખી ગયા છે કે—

"મનહર છંદ."

પરનારી સારી દેખી, ઝાઝી નવ કરો રોખી, વિચારી જુઓને પેખી, માંહે દામ કેવું છે;
રગતથી ખુબ ઠાંસી, ભર્યાં હાડ માંસ માંહિ, દેખી મૂર્ખ મોહે જ્યાંહિ, જે નરક જેવું છે.
માટે સહુ જન તમે, વિચારોને આવે સમે, મિથ્યા મન શીદ ભમે, ચર્મકુંડ જેવું છે;
કહે સજ્જન દાસ, મુકી દોને બધી આશ, ધર્મને રાખોને પાસ, સુખ દુઃખ સ્હેવું છે.

વળી વિષયવિલાસી અજ્ઞાની બન્ધુઓને એમ સમજવાનું નથી કે પરદારા ગમનથી સંતોષ વૃત્તિ પ્રાપ્ત થાય છે. શાસ્ત્રોમાં યથાર્થજ જણાવેલું છે કે "વિષય સેવવાથી કોઈ

કામ સમતો નથી પણ ઉલટો વધે છે. જેમકે પામર જનોની પામા (ખસ) કંઈ હાથથી ખરજ કરવાને લીધે ઘટતી નથી. એ તો જેમ જેમ વધારે ખણવામાં આવે તેમ તેમ ઉલટી વધ્યા કરે છે" તે મુજબ સમજ્યા વગર મિથ્યા ભર્મથી કામને શાંત કરવા ઇચ્છતાં તેને બદલે પ્રજ્વલિત કરે છે. મદિરા (દારૂ) પાન કરવાથી વિશેષ કેફ ચઢતો જાય છે તેમ તેમ તેનું પાન કરવા કેફી બહુજ લલચાય છે. તે મુજબ વિષય રસને વધારવાથી દિન પ્રતિદિન તેનો ચડસ વધતો જાય છે પણ કદાપિ ઘટતો નથી, તેથી તે મોહ મદિરાથી વિષય સુખમાંજ મસ્ત થયેલો મુર્ખ મનુષ્ય સારાસારનો વિચાર કરી શકતો નથી. કહ્યું છે કે– "कामांधो नैव पश्यति:" કામાંધ કંઇ પણ જાણી શકવા સમર્થ થતો નથી. જન્માંધ વિગેરે બીજા અંધો આ ભવમાં સુખ આપનારા લાજ, આબરૂ વિગેરેથી ડરી તેને છોડતા નથી તેમજ પરભવના કષ્ટોથી પણ ડરતા રહે છે. પરંતુ કામાંધ મનુષ્યો તે બાબત જરાએ લક્ષ નહિ આપતાં પોતાનું આયુષ્ય પશુઓના જીવન મુજબ ગુજારી અમુલ્ય મનુષ્ય ભવ પામ્યા છતાં પણ અવિવેકથી પામયાલ થાય છે. પરદારા સંગથી આ ભવમાં તેમજ બીજા ભવોમાં અસંત દુઃખ પ્રાપ્ત થાય છે. તે માટે આપણને શ્રેય માર્ગે નીતિથી ચલાવવા આપણા પૂજ્ય પુરૂષો ઘણું જણાવી ગયા છે અને જણાવે પણ છે કેઃ—

सर्वस्वहरणं बंध, शरियावय वच्छिदां ॥
मृतश्च नरकं घोरं, लभते पारदारिकः ॥ ८ ॥

ભાવાર્થઃ—પરદારામાં આસક્ત પુરૂષો આ લોકમાં (રાજા તરફથી) સર્વ ધનનું હરણ, બંધન અને શરીરના અવયવોનું છેદન આદિ દુઃખો પામે છે તથા મરણ બાદ ઘોર નરકમાં જાય છે. તેવું વિચારી પરસ્ત્રી ગમનના નિંદીત કર્મને છોડી દેવું. (૮)

इह विनाश्य आत्मानं, कुलंकलंकयित्वा अकीर्त्याक्रांताः ॥
अति दुस्सह नरक दुःखाग्नि, ताप तप्ताः भ्रमंतिभवे ॥ ९ ॥

ભાવાર્થઃ—પરસ્ત્રીની પ્રીતથી ઇહાં પોતાને બગાડી, કુળને કલંકિત કરી, અપકીર્તિ પામીને બળતા સંસારમાં અતિ નહિ ખમી શકાય એવી દુઃખ રૂપ અગ્નિના તાપમાં તૃપ્ત થઇ જીવો ભમ્યા કરે છે. (૯)

लावण्य पुण्यावयवां, पदं सौंदर्य संपदः ॥
कला कलापे कुशला, मपिजह्यात् परस्त्रीयं ॥ १० ॥

ભાવાર્થઃ—લાવણ્યતાએ કરી પવિત્ર અવયવોવાળી, સૌંદર્યતાની સંપદાના ઘર સમાન અનેક કલાના સમુદાયમાં કુશલતાવાળી હોય તોપણ પરસ્ત્રીનો ત્યાગ કરવો. (૧૦)

नासकत्या सेवनी याहि, स्वदारा अप्युपासकैः ॥
आकरः सर्व पापानां किंपुनः, परयोषितः ॥ ११ ॥

ભાવાર્થઃ—આસક્તિ પૂર્વક પોતાની સ્ત્રી પણ સેવવી ન જોઇએ તો સર્વ પાપોની ખાણ સમાન પરસ્ત્રી માટે તો શું કહેવું? અર્થાત્ પરસ્ત્રી તો નજ સેવવી. (૧૧)

नपुसकत्वं तिर्यकत्वं, दौर्भाग्यं च भवेभवे ॥
भवेन्नराणां स्त्रीणां, चान्यकांतासक्तचेतसां ॥ १२ ॥

ભાવાર્થ;—બીજા પુરૂષોમાં અને બીજી પરસ્ત્રીઓમાં આસક્ત રહેનાર મનવાળા સ્ત્રી પુરૂષોને ભવોભવમાં નપુંસકપણું, તિર્યંચપણું, અને દૌભાગ્યપણું પ્રાપ્ત થાય છે, માટે પરદારા ગમનનો ત્યાગ કરવો જરૂરનો છે. (૧૨)

બન્ધુઓ ! આ જણાવેલા નીતિના શ્લોકોમાં જ્ઞાની પુરૂષોએ ઘણું લખ્યું છે. છતાં આપણા સમજવામાં આવતી નથી તેજ કમનસીબની નીસાની છે. નિઃસદેહ રીતે સર્વ કોઈ જણાવી શકશે કે-પરદારા ગમનનું દુષ્ટ વ્યસન મહા નીચ છે તેના પાસમાં સપડાએલા પુરૂષો દુનિયાના સઘળા નીતિમય આચારોથી ભ્રષ્ટ થાય છે, કામાંધપણાથી પરસ્ત્રીને વશ થઇ ખુશી રાખવા તેના હુકમ પ્રમાણે અનેક અકાર્યો કરવાં પડે છે તે એટલે સુધી કે તે પરસ્ત્રી કોઇનો વધ કરવા સુચવે તો તે કરવા પણ એ વિષયલોલુપ્ત કામાંધ પુરૂષ ચુકે નહિ. તેથી કુળને કલંક લગાડી અપાર દુઃખને પ્રાપ્ત થાય છે. આજ સુધીના પ્રાચીન દાખલાઓથી માલુમ પડે છે કે પરસ્ત્રી ગમનના નિંદ્ય કર્મથી ઘણા મનુષ્યો પોતાના અમુલ્ય જીવનનો નાશ કરી વિવિધ કષ્ટોથી છિન્ન ભિન્ન થઇ ગયા છે. પરદારા ગમનના અકર્તવ્યમાં જાણીને તો શું પણ અજાણથી પરિચયમાં આવેલા પુરૂષોએ સુકૃત્યનો નાશ થવાથી પોતાની જીંદગીનો અંત આણેલો છે. નંદ નામના મહાન્ તાપસે કામાંધપણાથી ચંડાલણીને ભોગવી છેવટે હૃદય ચક્ષુ ઉઘડતાં પોતાના જીવતરને નીંદી શિલાપર મસ્તક પછાડી પાપી જીવનનો અંત આણ્યો હતો, તેમજ ગુજરાતનો ધણી કરણરાજા પોતાના પ્રધાન માધવની સ્ત્રી રૂપસુંદરી પર મોહ પામવાથી પ્રધાનને બહાર ગામ મોકલી બળાત્કારથી રૂપસુંદરીને મહેલમાં તેડાવી ગ્રહણ કરી, તે વાત માધવના જાણવામાં આવતાં ક્રોધાગ્ન થઇ દિલ્લીના અલ્લાઉદીન બાદશાહ સાથે મસલત કરી ગુજરાત પર હલ્લો કરાવ્યો તેથી અલ્લાઉદ્દીને ગરીબડી પ્રજાને ઘણું દુઃખ આપી, ગુજરાત તાબે કરી કરણ રાજાની પટરાણી કોળાદેવીને તથા તેની પુત્રીને બેગમ કરવા પોતાના દેશમાં જોરજુલમથી લેઇ ગયો. તેથી કરણ અત્યંત દુઃખને પ્રાપ્ત થયો. તેવી રીતે પ્રાચીન સમયના તેમજ આધુનિક સમયમાં પરદારા ગમનથી મહાન કષ્ટોને પ્રાપ્ત થયાના ઘણા એક દાખલાઓ ઇતિહાસીક ગ્રંથોપરથી મળી આવે છે તે વાંચીને જાણવા છતાં પણ તેનાથી અલગ ન રહેવું એ કેટલું શોચનીય છે. સઘળા સદ્ગુણોથી અલંકૃત હોય છતાં એક પરસ્ત્રીથી આસક્તનો અવગુણ હોય તો સઘળા ગુણો પર મસીનો કુચો ફરી જાય છે. પરસ્ત્રીગમનનું પાપ કોઇ ઉપાયે ધોઇ શકાતું નથી અને તેથી આ ભવ અને પરભવ બન્નેમાં દુઃખદ સ્થિતિએ આવી પડે છે. આ વિષયની પુષ્ટીમાં એક મહાશયે નીચેનું પદ લખી જણાવ્યું છે કેઃ—

પરદારા સાથે, પ્રીતી કરે તે નર હારે;
મુઆ પુઠે જમના દૂતો, જમપુરીમાં મારેરે. પર૦
જે પરનારી સાથે યારી, કરી હશે તે હોંશે,
તે પરનારીને પેરે તું, જરૂર જનમજ લેશેરે. પર૦
વ્યભિચારી વામા તે નરને, નાખે રૌરન કુંડે;
ત્યાં તેને જીવ જંતુ કરડે, રૂએ હવાલે ભુંડેરે. પર૦
અનેક બીજા ગુનામાં, ભુલ્યાની માફી મળતી;
પણ આ જાર કરમ ગુનાની, માફી તો નવ વળતીરે. પર૦

વાંચકો ' પરદારાના સંગથી આ ભવમાં વિપરીત અવસ્થા તથા પાપાનુબંધી દુઃખો પ્રાપ્ત થાય છે, અને બીજા ભવોમાં મહા ભયંકર નરકના ભોગી થવું પડે છે માટે " પરદારાના લીંગિયતું " પરનારીનું આલીંગન કરવું નહિ. કારણ કે " કામાંધીનાનાં ન ભયં ન લજ્જા " કામી જનોને ભય કે લજ્જા હોતાં નથી, તેથી તેઓ પોતાના સારાસારનો વિચાર કરી શકતાં નથી. તે સ્વાભાવિકજ છે. પોતાની સ્ત્રી એજ પરમ પ્રીતિનું કારણ છે, અને તેનાથી સાંસારિક તથા ધાર્મિક ફરજો બજાવાય છે. માટે સ્વદારામાં પ્રીતિભાવ રાખી પરદારાને કાળી નાગણ સમાન ગણી તેનો સંગ છોડી દેવો. જ્ઞાની મહાત્માઓ કથી ગયા છે કે–

" જે મનુષ્ય પોતાની વિવાહીત સ્ત્રીમાં સંતુષ્ટ થઇ પરસ્ત્રીથી વિમુખ રહે છે, તે ગૃહસ્થ છતાં પરદારાના બ્રહ્મચર્યપણાથી યતિ સમાન કહેવાય છે. "

# पतिए पाळवाना दश नियमो.

( લેખક–પાદરાકર–મણિમંદિર—પાદરા. )

થીઓડોર પાર્કરે પોતાના લગ્ન પહેલાં પોતાને માટે નીચેના દશ નિયમો નક્કી કર્યા હતા—

સદ્‌ભાગ્યે મ્હારૂં લગ્ન થાય છે તો મ્હારે માટે જ નીચેના દશ નિયમો પ્રભુસાક્ષીએ કરૂં છું, ને તે નિયમો–પ્રભુ સાક્ષીએ પાળવાની પ્રતિજ્ઞા કરૂં છું.

૧ યોગ્ય અને સબળ કારણ શિવાય મ્હારી પત્નીની ઇચ્છા વિરૂદ્ધ હું કદી પણ વર્તીશ નહી.

૨ સર્વ કૃત્યો–ઓકળા મનથી તેના માટે જ કરીશ.

૩ તેણીને કદી પણ મ્હેણું મારીશ નહી.

૪ તેના તરફ તિરસ્કાર ભરી મુદ્રાએ કદીપણ જોઇશ નહીં.

૫ સતત એક સરખી આજ્ઞાઓ કરી તેને કદી પણ ત્રાસ દઇશ નહી

૬ તેના હૃદયમાં ધાર્મિક વૃત્તિઓનો વિકાસ થાય એવા પ્રયત્નો કરીશ.

૭ હમેશાં તેના સુખ દુઃખમાં ભાગીઓ થઇશ.

૮ તેની ક્ષુદ્ર, નજીવી, ભુલો પ્રત્યે દુર્લક્ષ કરીશ.

૯ તેનાપર હમેશાં પ્રીતી રાખીશ. તેની મુર્તિ હૃદયમાં ધારણ કરીશ અને હમેશાં તેનું રક્ષણ કરીશ.

૧૦ પ્રભુ–પ્રાર્થના કરતાં સ્નેહયુક્ત હૃદયથી તેનાપર કૃપા કરવાની અને તેનાપર કરૂણા કરવાની પ્રાર્થના કરીશ.

" આવી રીતે હું વર્તીશ તો પ્રભુ કૃપાથી અવશ્ય સુખી થઇશ. "

થિઓડોર પાર્કરના કહેવામાં કેટલો તથ્યાંશ છે તેનુ નિદાન તો એક બે દીવસ આ નિયમ પાળી જોવાથીજ થઇ શકે. એટલા માટે પ્રત્યેક સ્ત્રીના પતિએ અવશ્ય અનુભવ લેવા મ્હારી સીફારસ છે.

૭
કીર્તિ સ્તંભો, સ્મરણ સ્તંભા, દેરીઓ ચોંતરાઓ;
ના દેખો તો ક્ષુદ્રો તરીકે, તેમને લેખતા નહિ.
શું સ્તુતિઓ ? વિગત, જીવને લાવશે તે ફરીથી;
નાના તેતો કંઈ નહિ, માત્ર ભપકો ઉપરનો.
૮
ખાળેલા છે પ્રભુત નુવરો, અત્ર એકાંત ભૂમાં;
સુંદર પુષ્પો મરૂભૂમિમાં, સુરભિને ખુવે છે.
મોટાં રત્નો ગભીર દરિઆ, ની તળે વાસ રાખે;
સંજોગો હા ? પ્રતિકુલ બન્યા, ખ્યાતિમાં લાવવાને.
૯
હાહા નક્કી દહન ભૂમિ તું, ગર્વને છેદનારી;
મગરૂબીથી છલકતાનાં, ગાત્ર શિથીલકારી.
જે જે આવે તું પર અરે, સર્વ વૈરાગી બનતા;
પસ્તાવાથી નીમીષભર સૌ, પાપથી શાંત થાતા.
૧૦
આખરે હું ગૃહપ્રતિ ફર્યો, કાળ ઝાઝો વિત્યાથી;
રેરે માનવ અમર જાણી, ફોક શાને ફુલે તું.
આયુષ તારૂં ક્ષણીક જાણી, ધર્મમાં જોડ પ્રીતિ;
છોડી દે તું મગન મસ્તી, ઓળખી સારૂં નરસું.

---

## अमारी भावना.

(લેખકઃ—ઝવેરી કલ્યાણચંદ કેશવલાલ. વડોદરા.)

અમે શ્રી વીર પ્રભુના પુત્રો ! પ્રભુ શ્રી વીર સમ થાશું !
ગુરૂ વાણી હૃદય ધારી, પ્રભુના ગુણને ગાશું !
તજી ક્રોધ તણી અમ દ્રષ્ટિ, જુઠ વ્યાપાર બધો તજશું !
હમેશાં શુભ કરી કાર્યો, પ્રભુ ગુણને અનુસરશું !
કરીને મોહને દૂરે, ઉપાધિ આદિને હરશું !
હૃદયમાં સામ્યતા લાવી, પ્રભુ ધ્યાનજ અમો કરશું !
તજીને દોષની દૃષ્ટિ, ભલા સદ્‌ગુણ ગ્રહણ કરશું !
કદિ કંટક પગે વાગે-તથાપિ પન્થમાં ચલશું !
ત્યજીને અન્યની નિન્દા-કરૂણા ગંગમાં ન્હાશું !
રહીને સદ્‌ગુરૂ સંગે, અમારી ઉન્નતિ કરશું !
અનંતી આત્મની શક્તિ-પ્રગટ કરશું રહી ધ્યાને !
કરી કલ્યાણ ભક્તિથી-સદાશિવ સુંદરી વરશું !

## परने आळ न देवा विषे हितशिक्षा.
### (દેખો ભાઈ મહા વિકલ સંસારી એ રાગ.)

દેખો ભાઇ આળ મહા દુઃખકારી ચેતન ચેત વિચારી દેખો—ટેક.

વિષધરવત્ દ્વેષીજન મીલકે, સજ્જન જનકુ સતાવે;
દુષ્ટ કરમ કરનાર છુપાવી, પરને આળ ચડાવે. દેખો—૧.
જંગ મચાવે જગમાં ઝાઝો, ભિન્ન ભિન્ન મતિ બોલે;
માયા કેળવી હરખીત થાવે, નાચે હુળવત ટોળે. દેખો—૨.
વાદળ શશી સૂરજ ન છૂપાતો, વાયુ ન મેરૂ નચાવે;
સત્ય પ્રતિજ્ઞ જનો નવ ચળતા, નિર્મળ નામ દીપાવે. દેખો—૩.
સરખા દીન અપના નવ ધારો, સુખદુઃખ સબકુ આવે;
પરને અછતા આળ દઇને, ચેતન હર્ષીત થાવે. દેખો—૪.
નિજ રમત પરપીડા ભારી, પ્રાણુ પલકમાં જાવે;
સમજ સમજ મનવા અજ્ઞાની, ભવ ભ્રમણા અતિ થાવે. દેખો—૫.
જો નીજ હીતચીંતક તું માને, આળ દે તું બીજાને;
સત્ય પ્રીતિ કર વચન સુભાષીત, તન્મય થા શુભ જ્ઞાને. દેખો—૬.
દુર્લભ માનવ ભવ તું પામી, કાળ વ્યર્થ ગુમાવે;
પરઉપકારી દયામય થઇને, વેગે શિવપુર જાવે. દેખો—૭.

---

## छ लेश्याओ थकी जीवने अमुक गतिए जवानी समजण.

(લેખક—પાનાચંદ જેચંદ. માણેકપુર)

### હરિગીત છંદ.

અતિ રૌદ્ર પરિણામી નીરંતર ક્રોધ માંહી ધમધમે,
વળી ધર્મ વર્જીત માન મત્સરે કલેશ કરવો બહુ ગમે.
નિર્દય અતિશય વૈર રાખે કૃષ્ણલેશ્યાનો ધણી
અતિ કલીષ્ટ નરકે ગમન કરતો સહન પીડાઓ ઘણી. ૧.
જે મંદ બુદ્ધિ આળસુ લલના વિશે રાચી રહે,
વિશ્વાસઘાતિ વંચકો માની સદા કાયર અરે;
અતિ તિવ મુર્છાએ કરી એકેંદ્રી સ્થાવર ઉપજે
તે નીલ લેષ્યાના ધણીને સકળ ભાવો સંપજે ૨.
શોકે કરી વ્યાકુલ રોશી આત્મ પ્રશંસા કરે
પરનિંદ ટંટાખોર તે કાપોત લેસ્યાને ધરે,
ખર બેલ અશ્વાદિક પશુ પંખી તણા ભવ આદરે;
આરાધ ચેતન ધર્મશ્રી પ્રભુવીરને તું પળપળે. ૩.
વિદ્યા ગુણે પરિપૂર્ણ કાર્યો કાયમમતા પરિહરે,
દ્રષ્ટિ દયાળું જેહની પરહિતમાં પ્રિતિ ધરે;
લાભે અલાભે મિત્રની પણ પ્રીતડી કાયમ રહે,
તે નીલ લેસ્યાવંત તેનો ભવ મનુષ્યનો તે કહે. ૪.

રહેતા અહોનિશ ભાવ ત્યાગી ક્ષમા ધરતા નિર્મલી,
જ્યાં શુદ્ધ શ્રી ગુરૂદેવની છે સેવના જેની ભલી,
જે સદાનંદિ ઉદ્યમી માતંગ મન વશમાં કરે;
થઈ પદ્મ લેસ્યાવંત નર તે દેવ પદ વેગે વરે. ૫.
જે રાગદ્વેશ વિયુક્ત થઈ ઝટ શોક નિંદા પરહરે,
પરમાત્મ ધ્યાને લીન જીવ અત્યંત નિર્મલતા ધરે,
તે શુક્લ લેસ્યાવંત પ્રાણી સકળ કર્મોને દહે,
ઝટ મૃત્યુ જન્મજરા નિવારી અચળ શિવપદને લહે. ૬
પરિણામ ધારા નિર્મલી ત્યાં બંધ ઓછા થાય છે,
વિચાર કરી શ્રેણીઓના બંધ તો બંધાય છે;
લેસ્યા કહિ ષટ્ તેહમાં વસતા કિહાં ચેતન તમે,
કર દીર્ઘ દ્રષ્ટિ પુર્ણચંદ્ર સકળ દુઃખડાં ઝટ સમે. ૭

## સદુપદેશ શિક્ષા.

( લેખકઃ—પાનાચંદ જેચંદ—મુબાઈ. )

**તોટક છંદ ૧૨ અક્ષર ૪ [1]સગણ.**

પર નિંદ વિશે જન મૌન ધરે, પરવિત્ત ખચિત્ત કદી ન હરે;
પરનારિ વિકારિ ન દ્રષ્ટિ કરે, જયવંત સદા સુખ શ્રેષ્ટ વરે.
૧
અતિ ક્લીષ્ટ કહેથી દુભાય નહિ, આત [2]માનથિ જે હરખાય નહિ;
દુરગંધથી જે અકળાય નહિ, ખુશબોથી જરા મકલાય નહિ.
નહિ રાગ ધરે નિજ મિત્ર પરે, નાહ દ્વેશ ધરે વળિ શત્રુ પરે;
સમભાવ સુભાવ વિષે રમતા, શુભ યોગિ ધરે અધિકી સમતા.
૩
ચપળા નિજ ચંચળ ચક્ષુ કરે, તવકામિ પતંગ ઉતંગ બળે;
નયના કર વાલ વિશાલ પડયા, વિરલા ઉગર્યા શિવપંથ ચડયા.
૪
કપટે મધુરાં વચણો વદતી, પતિને વલિ પ્રેમથિ ભોળવતી;
વળિ સેહેજ રિસાય અને રડતી, કળિ કોણ શકે મહિલાની ગતી.
૫
નવ યોવન વંન વિષે વસતા, પણ કામ કુતૂહળથી ખસતા;
લયલીન કર્યું ચિત્ત બ્રમમાઈ, અલગા દુનિયાથી ઉદાસી થઈ.
૬
રસ લોલુપતા મનમાં ન તજી, વાલ સમ્યગ શીખ સદા ન ભજી;
નવપાન અધ્યાત્મ સુધાનું કર્યું, તવ આયુ ઢેકટ ધ્રુણ ધર્યું.
૭
સમજી રમણી નમણી તજતા, શુભ સંયમ શ્રી ઝટ આદરતા;
મદ મોહ કષાય દુરે કરતા, શિવ સુંદરિ વેગથી મેળવતા.

---

૧ લઘુ લઘુને ગુરુ. ૨ આદરસતકાર.

# हितशिक्षा

( લેખક—મહેતા મગનલાલ માધવજી. અમદાવાદ જૈનબોર્ડીંગ )

કવ્વાલિ.

મુસાફર તું વિચારી લે, જીવન આ દુઃખનો દરિયો,
અનંતી વાર તું ભટક્યો, કરી લેને કમાણી કંઇ. ૧

અશાશ્વત[1] છે બધી વસ્તુ, જરૂર આ સ્વપ્નની માયા,
સહજ તું સુખ છોડીને, કરી લેને કમાણી કંઇ. ૨

ગણે જેને અતિ વ્હાલી, નકામી તે બધી વસ્તુ,
જગત જંજાળ છોડીને, કરી લેને કમાણી કંઇ. ૩

છલાછલ આ ભરેલો છે, અરે તવઆત્મ આનંદે,
છતાં તું શોધતો બીજે, કરી લેને કમાણી કંઇ. ૪

થતો નિષ્ફલ જ્યારે તું, અરે કસ્તુરી મૃગ પેઠે,
થતો ગમગીન ત્યારે તું, કરી લેને કમાણી કંઇ. ૫

નહિ કોઇ વસ્તુ સાંસારિક, કરે જે આત્મનો ઉદ્ધાર,
મુસાફર સત્ય શોધીને, કરી લેને કમાણી કંઇ. ૬

ભમે શીદ લક્ષ્મીની પાછળ, ક્ષુધાતુર વૃક[2]ની માફક,
નહિ તે તારી થાનારી, કરી લેને કમાણી કંઇ. ૭

દીસે લક્ષ્મી અરે ચંચળ, અરે લંપટ નારી તે,
અનિશ્ચલ [3]પુંશ્ચલિ જેવી, તજીને કર કમાણી કંઇ. ૮

મુરખ તું કીર્તિ મેળવવા, વૃથા ફાંફાં ઘણાં મારે,
મળે જો કીર્તિ તેથી શું, કરી લેને કમાણી કંઇ. ૯

નીતિથી કાર્ય કરજે તું, નીતિ એ સ્વર્ગની સીડી,
તજીને તું અનીતિને, કરી લેને કમાણી કંઇ. ૧૦

મહન્તો ભાખતા આવ્યા, નહિં સુખ ક્યાંઇ સંસારે,
છલાછલ ક્લેશથી દુઃનિયા, કરી લેને કમાણી કંઇ. ૧૧

કરી લે સદ્ગુરૂ સેવા, અરે સન્માર્ગ મેળવવા,
સુસંગ જ પાપ નિવારક, કરી લેને કમાણી કંઇ. ૧૨

इति ॐ शांति, शांति, शांति.

---

૧ પુદ્ગળ રૂપે અશાશ્વત. ૨ વરૂ. ૩ વેશ્યા.

# કૅટલ ફાર્મની યોજના.

## તેની ઉપજ–ખર્ચ અને હિસાબ. ચોખ્ખો નફો સેંકડે ટકા ૨૫.

મે. સાહેબ,

વિ. કે જામે જમશેદ, સાંજવર્તમાન, અખબારે સોદાગર, ગુજરાતી પંચ વિગેરે જાણીતાં વર્તમાન પત્રોમાં મારો તા. ૧૧–૮–૧૩ નો "આપણા દેશમાં ચોખ્ખું દુધ તથા ઘી મેળવવાની એક યોજના"ના મથાળાવાળો એક આર્ટીકલ પ્રસિદ્ધ થયેલો છે. તે ઉપરથી જામે જમશેદના તા. ૨૦–૮–૧૩ ના અંકમાં મી. ઓજસ નામની સંજ્ઞાવાળા એક ગૃહસ્થે તેના ઉપર લંબાણથી વિવેચન કરેલું છે તથા મારા આ આર્ટીકલ માટે દરેક રીતે અનુમોદન આપેલું છે, તે માટે તે ગૃહસ્થનો હું ઉપકૃત થયો છું. તે ઉપરાંત આ આર્ટીકલ કેટલાએક વાંચનારાઓ ઉપર એટલી બધી અસર કરી છે કે તેમાંના અમુક ગૃહસ્થોએ આ બાબત માટે મારા સાથે પત્ર વ્યવહાર શરૂ કર્યો છે તે ઉપરથી તેઓ આ યોજના હાથ ઉપર ધરી તેના ફાયદાઓનો લાભ લેવા તૈયાર થઇ ગયા હોય એવું જણાય છે. ખરેખર આવી રીતે કૅટલ ફાર્મ કાઢી જાનવરોને બચાવવા માટે તથા તેની ઓલાદ સુધારવા માટે પ્રયત્ન કરવામાં આવે તો તેથી જાનવરોનું રક્ષણ થવાથી આપણી ખેતીવાડીને ઘણો ફાયદો થાય તેમજ ઘી, દહીં, દુધ, આદિ ભેળસેળવાળા પદાર્થો મળે છે તે પદાર્થોના ઉપયોગથી આપણી તંદુરસ્તીને જે સહન કરવું પડે છે તેમાંથી બચવાને આપણે પણ તક મેળવી શકીએ તેમાં જરા પણ શક નથી. તેથી જો શ્રીમંત ગૃહસ્થો આ સવાલ ઉપયોગનો જાણી તેના ઉપર વિચાર ચલાવી કૅટલ ફાર્મ ઉઘાડવાની યોજના હાથ ધરશે તો તેથી તેઓ મોટો નફો મેળવી શકશે. ઉપરાંત હજારો જાનવરોનું રક્ષણ કરી શકશે તેમાં જરા પણ શક નથી. આપણા લોકપ્રીય અને ઉમદા વીચારના નામદાર ગવર્નર સાહેબ બહાદુર લૉર્ડ વેલીંગડન સાહેબના પ્રમુખપણા નીચે પુના ખાતે ભરાયલી ખેતીવાડીની કોન્ફરન્સની તા. ૧૫–૯–૧૩ની મીટીંગમાં પણ આ વિષય ઉપર તેમાં ભાગ લેનારા વિદ્વાન સભ્યોએ આ સવાલ અગત્યનો ગણ્યો છે અને નામદાર દયાળુ ગવર્નર સાહેબે પણ ભેળસેળવાળાં દુધો વીગેરે મળવાનાં મુખ્ય બે કારણોમાંનું એક મુખ્ય કારણ જાનવરોની થતી કતલને આભારી હોવાનો પોતાનો અભિપ્રાય આપી તે કતલ બંધ કરવા માટે તથા આવાં ઉપયોગી ખાતાંઓ ઉઘાડવા માટે તે નામદારે ભલામણ કરી છે, કે જેનો અમલ તે નામદાર ગણેશખીંડ ખાતે કરી બતાવી લોકોને જાનવરોની ઓલાદ સુધારવા તથા તેના રક્ષણ કરવાથી થતા ફાયદાઓ Practical રીતે દર્શાવી આપવા તે નામદાર દયાળુ નરવીરે કમર કસી છે અને તે નામદારના વિચારોનો દેશી રાજાઓ પણ અમલ કરે તો દેશની આબાદાનીમાં ઘણો વધારો થાય, કારણ કે આ વિષય ઉપર ચર્ચા કરતાં પોતાની એડીટોરીયલ નોંધમાં સાંજવર્તમાન પોતાના તા. ૧૭–૮–૧૩ ના અંકમાં ઢોરોને બચાવવા માટે ભાર દઇને જનસમાજને ભલામણ કરે છે, અને કસાઇની ક્રુર છરીથી ઉછરતી ઓલાદનો કચ્ચરઘાણ નીકળી જાય છે અને તેથી ભવિષ્યમાં ઢોરોની અછત જણાય છે તેથી સાવચેત રહેવા તથા તેવાં નિર્દોષ જાનવરો, તથા વાછરડાંઓ અને નાના પાડાઓના લોહીની નદી વહેતી બંધ કરવા માટે પગલાંઓ ભરવા સાંજ વર્તમાનના દયાળુ એડીટર સાહેબે આપણું લક્ષ ખેંચ્યું છે કે જેના ઉપર વિચાર કરી તેનો અમલ કરવાની ખાસ જરૂર છે. જાનવરોના રક્ષણનો સવાલ બાજુ ઉપર મુકી માત્ર પોતાના સ્વાર્થ અને પોતાના દેશની આબાદી ખાતરજ આ સવાલ દરેક હિંદીવાસીએ હાથ ધરવો એ ડહાપણ ભરેલું ગણાશે તેમાં જરા પણ શક નથી.

મોટા પાયા ઉપર જો આવું ફાર્મ ઉઘાડવું હોય તો શરૂઆતમાં ૧૦૦૦ ભેંસો ખરીદવી જોઇએ કે જેની દરેકની રૂ. ૧૦૦) પ્રમાણે કીંમત ગણતાં રૂ. ૧૦૦૦૦૦) થાય અને તે ઉપરાંત રૂ. ૫૦૦૦૦) બીજા પ્રાથમીક ખર્ચના જોઇએ તેથી કુલ રૂ. ૧૫૦૦૦૦) ની થાપણથી શરૂઆતમાં આવું ફાર્મ ઉઘાડવું હોય તો તેથી નીચે પ્રમાણે ઉપજમાંથી ખર્ચ બાદ જતાં સેંકડે ટકા ૨૫) નો ચોખ્ખો અને દેખીતો નફો થવા પામે.

શરૂઆતની થાપણ ( Capital ) રૂ. ૧૫૦૦૦૦) ની રકમમાંથી નીચેના અડસટા ( Estimate ) પ્રમાણે તેનો ઉપયોગ થઈ શકે.

| | |
|---|---|
| ૧૦૦૦૦૦ | ભેંસો ૧૦૦ ની ખરીદી દરેકની કીંમત રૂ. ૧૦૦) પ્રમાણે. |
| ૨૦૦૦૦ | ભેંસો માટે ૫૦૦ વીઘાં જમીન લેવી પડે તેના. |
| ૫૦૦૦ | પાડા ૫૦ ની ખરીદીના દરેકના રૂ. ૧૦૦ પ્રમાણે. |
| ૧૦૦૦૦ | છાપરાં વીગેરે બાંધવાના ખર્ચના. |
| ૩૦૦૦ | પરચુરણ સામાન વીગેરે ખર્ચના. |
| ૧૨૦૦૦ | મોસમમાં માલ, ઘાસ, વીગેરે ખરીદવા બદલ થાપણના (Reserve Fund) |
| ૧૫૦૦૦૦ | |

એ રકમમાંથી જે ઉપજ તથા ખર્ચ થાય તેની માહીતી મેળવવા વાંચનાર ગૃહસ્થોને હું નીચેના હીસાબનો અડસટો (Estimate) વાંચવા વિનતિ કરૂં છું.

| ઉપજ | | ખર્ચ | |
|---|---|---|---|
| જ | | ઉ | |
| ૧૦૦૦૦) | પાડા તથા પાડીઓની ઉપજના | ૧૦૦૦) | દરવરસે ભેંસોને ચરવા માટે બીડના |
| ૫૦૦) | ભામના ચામડાંના | ૫૦૦) | બીડના વેરા વીગેરે ખર્ચના |
| ૨૦૦૦) | ઉપરની જમીનના પેદાશના | ૧૦૮૦૦) | ભેંસોને સુકું તથા લીલુંઘાસ દીવસના |
| ૧૨૦૦૦૦) | દુધ, ઘી, ઇત્યાદી દર ૫૦૦ ઢોર દીઠ રૂ. ૧) પ્રમાણે | ૪૦૦૦) | ઘાસ રતલ ૧૦ પ્રમાણે રાતના |
| | | ૪૫૦૦૦) | અનાજ ખોળ વીગેરેના |
| ૫૬૨૫) | ખાતર દરેક જાનવરો દીઠ પૈ ત્રણ પ્રમાણે | ૩૦૦૦) | વીહાય ત્યારે ગોળ વીગેરેના |
| ૧૮૭૫) | પરચુરણ ઉપજ તથા Reserve Fund નું વ્યાજ. | ૫૦૦૦) | મરણની નુકશાતીના સેંકડે ટકા ૫ પ્રમાણે |
| | | ૯૦૦૦) | નોકર ૫૦ ને દર માસે રૂ. ૧૫) પ્રમાણે માસ ૧૨ ના |
| ૧૪૦૦૦૦ | કુલ ઉપજ. | ૧૦૦૦) | મહેતા વીગેરે તથા ડેડસ્ટોક |
| ૧૦૨૦૦૦ | ખર્ચ બાદ. | ૯૦૦૦) | થાપણ (Capital) રૂ.૧૫૦૦૦૦ નું વ્યાજના |
| ૦૩૮૦૦૦ | નફો. | ૭૦૦) | અણધાર્યા ખર્ચના |
| | | ૮૦૦૦) | પાડાના ખર્ચના |
| | | ૫૦૦) | કન્ટીજન્ટ ખર્ચના |
| | | ૫૦૦) | વાસણો સુધારવા તથા રીપેર ખર્ચના |
| | | ૧૨૦૦) | વેટરીનરી સર્જન તથા કમ્પાઉન્ડર અને ડ્રેસરના પગારના |
| | | ૨૮૦૦) | દવાદારૂ ખર્ચના |
| | | ૧૦૨૦૦૦ | |

શરૂઆતમાં એ રીતે રૂ. ૧૫૦૦૦૦) ની થાપણ ઉપર આપણે રૂ. ૩૮૦૦૦) નો નફો મેળવી શકીએ અને બીજે વર્ષે જ્યારે ઢોરો લેવાની જરૂર ન પડે તેમજ બીજાં ઢોરો વેચાય તેની ઉપજ થવા લાગે તેથી દર વર્ષે ઉપજમાં વધારો થાય તેમાં પણ શક નથી. વળી આ જે આંકડો અત્રે રજુ કરવામાં આવ્યો તે તમામ બહુજ વધારેમાં વધારે પ્રમાણમાં હિસાબ રજુ કરીને મુકવામાં આવ્યો છે. જેથી ૧૫૦૦૦૦ ની થાપણ ઉપર ૪૦૦૦૦) રૂપીઆનો વાર્ષિક નફો થવાનો દેખીતી રીતે સંભવ છે. વળી કાઠીઆવાડમાં ગીર, પ્રદેસ કે જેણે દુષ્કાળના છેલ્લા વર્ષમાં મુંબઇ ઇલાકાને ઘાસ પુરૂં પાડેલું છે તે દેશમાં જે આવું ફાર્મ ખોલવામાં આવ્યું હોય તો ઘાસચારો અને પાણી તથા નોકર, માણસો બહુજ સસ્તા મળે અને રૂ. ૪૫૦૦૦ થી ૫૦૦૦૦ નફા થાય, કારણ કે ગીરમાં ઘાસચારો અને પાણી પુષ્કળ મળે છે. ગુજરાતમાં વડોદરા, ડાકોર, ધરમપુર, વાંસદા વીગેરે સ્થળે પણ ઘાસની પુરી છુટ છે.

જેવી રીતે નામદાર ગવર્નર લૉર્ડ વેલીંગ્ટન સાહેબ બહાદુરે આ અગત્યની જન. હાથ ધરેલી છે તેવી રીતે પોત પોતાના રાજ્યની આબાદી માટે દરેક કેળવાયલા રાજ્યકર્તાઓએ પણ આ સવાલ અગત્યનો ગણી પોતાના રાજ્ય તરફથી આવાં કેટલ ફાર્મ ઉઘાડવાની ખાસ જરૂર છે. મારા આસી. મેનેજર રા. રા. છગનલાલ વિ. પરમાનંદદાસ નાણાવટી કે જેઓ બે વર્ષ ઉપર સ્ટ. જુનાગઢમાં ડીસ્ટ્રીક્ટ વેટરનરી ઓફીસર તરીકે કામ કરતા હતા તેઓના કહેવા ઉપરથી જણાય છે કે સ્ટ. જુનાગઢના નામદાર એડમીનીસ્ટ્રેટર બહાદુર મી. એચ. ડી. રેનડોલ સાહેબે પણ આવું ખાતું જુનાગઢ રાજ્યમાં ખોલ્યું હતું કે જેના ઉપર દેખરેખ રાખવા માટે એક વેટરનરી સર્જનને ખાસ બહાલ કરવામાં આવ્યા હતા. મતલબ એ રીતે તે રાજ્યમાં કેટલ કંમ્પની યોજના છેલ્લા બે ત્રણ વર્ષથી શરૂ થઇ છે. તેવીજ રીતે બીજાં દેશી રાજ્યો તેમજ શ્રીમંત ગ્રહસ્થોની મોટી યોજનાથી માંડી એક એક સાધારણ ગ્રહસ્થની થોડી મુડીના વેપારમાં પણ ઘણો ફાયદો થાય તે કોઇ પણ રીતે અવાસ્તવિક નથી. મતલબ આ દેખીતા નફાવાળા વેપારનો લાભ દેશના જુદા જુદા ભાગથી માંડી ન્હાનાં ગામડાંવાળાઓએ પણ લેવો જોઇએ.

છેવટે ખેતીવાડીની ખીલવણી અર્થે તેમજ ભેળસેળવાળાં દુધ, ઘીથી તંદુરસ્તી બગડવાનો જે ભય છે તેમાંથી દેશના વતનીઓને બચાવી લેવા અર્થે અને ગરીબ બીચારાં નિર્દોષ અને નિરાધાર ઉપકારી પ્રાણીઓના રક્ષણ અર્થે દયાળુ રાજ્યકર્તાઓ, શ્રીમંત શેઠીઆઓ, અને સાધારણ સ્થિતિવાળા ગ્રહસ્થો આ વાત ધ્યાનમાં લઇ તેનો અમલ કરવામાં પાછી પાની ભરશે નહિ એવી આશા રાખી આ નિબંધ સમાપ્ત કરવા રજા લઉંછું.

૩૦૯ શેરૂ બજાર, મુંબઇ નં. ૨ — લલ્લુભાઇ ગુલાબચંદ ઝવેરી.
શ્રી જીવદયા જ્ઞાન પ્રચારક ફંડ — ઓન. મેનેજર.
તા. ૧-૧૦-૧૩. — શ્રી જીવદયા જ્ઞાન પ્રચારક ફંડ—મુંબઇ.

---

કોઇને દુઃખી જોઇ આપણે દુઃખી નહિ થવું, પણ એને દુઃખમાંથી બચાવવાને માટે પ્રયત્ન કરવો.

* * * *

જો પુત્રોને મહાન અને સદ્ગુણી બનાવવા હોય તો પ્રથમ માબાપે ઉત્તમ અને સદ્ગુણી બનવું જોઇએ, કારણ કે બાળકોમાં અનુકરણીય ગુણ શ્રેષ્ઠ પદ ભોગવે છે.

# परीक्षा लेखथी थाती.

### કવ્વાલિ.

પરીક્ષા બોલથી થાતી, હૃદયમાં તે બહિર્ આવે,
અસાધુસાધુતોકોની, પરીક્ષા લેખથી થાતી. ૧
હૃદયમાં ક્લેશની હોળી, બળે ઈર્ષ્યા હૃદયમાં જે,
પ્રગટ થાતી ગમે ત્યારે, પરીક્ષા લેખથી થાતી. ૨
ચઢાવે દ્વેષનાં ચશ્મો, જણાતું સર્વમાં કાળું,
લખાતું લેખમાં કાળું, પરીક્ષા લેખથી થાતી. ૩
સ્વપક્ષે સત્યતા ભાગે, લખાતું રાગથી સારૂં,
સ્વપક્ષરાગીલેખકની, પરીક્ષા લેખથી થાતી. ૪
લખાતું રાગથી જૂઠું, લખાતું દ્વેષથી જૂઠું,
લખાતું અજ્ઞથી જૂઠું, પરીક્ષા લેખથી થાતી. ૫
સુજનતા કેટલા અંશે, બુરાઈ કેટલા અંશે,
રહ્યું શું ચિત્તમાં તેની, પરીક્ષા લેખથી થાતી. ૬
મહત્તા કેટલા અંશે, વિચારક કેટલા અંશે,
ગુણી વા દુર્ગુણીની તો, પરીક્ષા લેખથી થાતી, ૭
હૃદયને બાહ્યમાં શું છે, ગુણાનુરાગ છે વા નહીં,
ખરેખર દોષદષ્ટાની, પરીક્ષા લેખથી થાતી. ૮
હૃદયમાં શાન્તતા છે વા ના, રહ્યું ઉદ્ધતપણું મનમાં,
અશાન્તિ લેખકોની તો, પરીક્ષા લેખથી થાતી. ૯
ચહે છે અન્યને વા નહીં, અહો મધ્યસ્થ છે વા નહીં.
જગતનો મિત્ર છે વા નહીં, પરીક્ષા લેખથી થાતી. ૧૦
જગતનો લાભ દેનારો, જગતને હાનિ કરનારો.
ભણ્યોપણુનહીંગણ્યોતેની, પરીક્ષા લેખથી થાતી. ૧૧
થયો એ કામમાં ભાનુ, થયો વા ધૂમકેતુ એ,
થયો શું ભાટ વા ગપ્પી, પરીક્ષા લેખથી થાતી. ૧૨
બન્યો અન્યાયી વા ન્યાયી, સમયનો જાણ છે વાનહીં,
ઉછાંછળિયો અહો ધીરો, પરીક્ષા લેખથી થાતી. ૧૩
ઘણા છે શ્વાનના જેવા, ઘણા છે ભૂંડના જેવા,
ઘણા છે હંસના જેવા, પરીક્ષા લેખથી થાતી. ૧૪
ઘણા છે કાગડા જેવા, ઘણા છે રાક્ષસો જેવા,
ઘણા છે ભૂતના જેવા, પરીક્ષા લેખથી થાતી. ૧૫
લખીને ક્લેશ કરનારા, ધમાધમ ખૂબ લખનારા,
પયઃપૂરા જ જોનારા, પરીક્ષા લેખથી થાતી. ૧૬
હસાહસ ખૂબ લખનારા સપાસપ લેખ લખનારા,
લખીને પેટ ભરનારા, પરીક્ષા લેખથી થાતી. ૧૭
ઘણા છે તોપના જેવા, ઘણા છે દારૂના જેવા,
ઘણા છે દુગ્ધના જેવા, પરીક્ષા લેખથી થાતી. ૧૮
લખીને શાન્તિ કરનારા, રહી મધ્યસ્થ લખનારા,
સદા સારૂં જ લખનારા, પરીક્ષા લેખથી થાતી; ૧૯
નયોની બહુ અપેક્ષાએ, જણાવી સત્ય લખનારા,
બુદ્ધ્યબ્ધિ સાધુ લેખકની, પરીક્ષા લેખથી થાતી. ૨૦

## " पाछळ आवो. "

વ્હાલા વેગે આવોરે એ રાગ.

પુંઠે પુંઠે આવોરે—શ્રદ્ધા ભક્તિ લાવોરે.
આણા શિર ધારીને હોજી,
માનો મન ભકતાધીન ભગવાન. પુંઠે પુંઠે. ૧
હૈડે હિમ્મત ધારોરે-કામ ક્રોધ મારોરે,
સરખા દેખો સર્વને હોજી;
આશાવણુ સૌની કરો શુભ સેવ. પુંઠે પુંઠે. ૨
રાખો રૂડી રીતિરે-શુદ્ધ પ્રીતિ નીતિરે,
વિશ્વને ઘર માનશો હોજી;
વર્તો સૌની સાથે જીવની સમાન. પુંઠે પુંઠે. ૩
સમતા નિત્ય રાખોરે, સાચું પ્રિય ભાખોરે,
રમાવો ચિત્ત આત્મમાંહીજી;
કર્મ યોગી પૂરા બનો નિષ્કામ. પુંઠે પુંઠે. ૪
સૌનું સારૂં ભાવોરે,
ધ્યાનગંગ ન્હાવોરે;
વૈરાગ્યે ચાલો વાટમાં હોજી,
બુદ્ધિસાગર પ્રભુ મળ્યાનો જમાન. પુંઠે પુંઠે. ૫

## व्हालां पुस्तको.

આહા સુરતિ મોહનગારી ચિદાનંદ મહાવીર તારી—એ રાગ.

વ્હાલાં પુસ્તકો ( આગમો ) અમારાં,
ઘણાં પ્રાણ થકી ખ્યારાં, ઘણાં પ્રાણ થકી પ્યારાં ઘણાં વ્હાલાં;
સાને સમજાવીને સાચું, શિખામણ દેનારાં,
પાર્શ્વમણિથી અનંત અધિકાં, શુદ્ધ રૂપ કરનારાં. વ્હાલાં. ૧
બોધરૂપ અમૃતને આપી, સુખ દિલમાં ભરનારાં,
સાચું જૂઠું સર્વ બતાવી, વિવેકને દેનારાં. વ્હાલાં. ૨

સાખી.

મૌન ભિન્નતા ધારીને, રહે પાસે નિશદિશ,
વીસામો એકાન્તનાં, માનું વિશ્વાધીશ;
સાચા સમકિતને દેનારાં, સર્વે દુર્ગુણો હરનારાં. વ્હાલાં. ૩

# બુદ્ધિપ્રભા.

## ( The Light of Reason )

ब्रह्मानन्दविधानके पटुतरं शान्तिप्रहृद्योतकम् ।
सत्यासत्यविवेकदं भवभयभ्रान्तिव्यवच्छेदकम् ॥
मिथ्यामार्गनिवर्तकं विजयतां स्याद्वादधर्मप्रदम् ।
लोके सूर्यसमप्रकाशकमिदं 'बुद्धिप्रभा' मासिकम् ॥

વર્ષ ૫ મું. તા. ૧૫ નવેમ્બર સન ૧૯૧૩. અંક ૮ મો.

## दुःखी दुनिया.

વ્હાલા વેશ આવોરે એની લય.

દુનિયા સર્વે દુઃખીરે,
કોઇ ન વાતે સુખીરે;
અનુભવ્યું જ્ઞાનથી હોજી,
સુખનાં ચટકાં ટળી જાતાં ક્ષણવાર. દુનિયા. ૧

શોધી શોધી થાક્યારે,
વયોવૃદ્ધ પાક્યારે;
નિસાસા અંતે નાખીયા હોજી,
બોલ્યા હાય સુખ ન ભળીયું જરાય. દુનિયા. ૨

ભમરાળા ભોગી લોકોરે,
પાડે અન્તે પોકોરે;
હાય સુખ નહિ મળ્યું હોજી,
એળે આયુ ગાળ્યુ કહી પસ્તાય. દુનિયા. ૩

દુઃખામાં દોનું બોએરે,
ખરેખર મોહેરે;
ભજ્યા ન ભગવંતને હોજી,
બાજીગર બાજી અન્તે તો ધૂળની ધૂળ. દુનિયા. ૪

ચક્રવર્તી રાણારે,
અંતે સહુ પસ્તાણારે;
સુખ ન સાચું આલમાં હોજી,
બુદ્ધિસાગર પ્રભુ ભજનથકી સુખ. દુનિયા. ૫

# " पाछळ आवो. "

વ્હાલા વેગે આવોરે એ રાગ.

પુંઠે પુંઠે આવોરે—શ્રદ્ધા ભક્તિ લાવોરે.
આણા શિર ધારીને હોજી,
માનો મન ભક્તાધીન ભગવાન. પુંઠે પુંઠે. ૧
હૈડે હિમ્મત ધારોરે-કામ ક્રોધ મારોરે,
સરખા દેખો સર્વને હોજી;
આશાવશ સૌની કરો શુભ સેવ. પુંઠે પુંઠે. ૨
રાખો રૂડી રીતિરે-શુદ્ધ પ્રીતિ નીતિરે,
વિશ્વને ઘર માનશો હોજી;
વર્તો સૌની સાથે જીવની સમાન. પુંઠે પુંઠે. ૩
સમતા નિત્ય રાખોરે, સાચું પ્રિય ભાખોરે,
રમાવો ચિત્ત આત્મમાંહિજી;
કર્મે યોગી પૂરા બનો નિષ્કામ. પુંઠે પુંઠે. ૪
સૌનું સારૂં ભાવોરે,
ધ્યાનગંગ ન્હાવોરે;
વૈરાગ્યે ચાલો વાટમાં હોજી,
બુદ્ધિસાગર પ્રભુ ભજવાનો જમાન. પુંઠે પુંઠે. ૫

# व्हालां पुस्तकों.

આદા મુરતિ મોહનગારી ચિદાનંદ મહાવીર તારી—એ રાગ.

વ્હાલાં પુસ્તકો ( આગમો ) અમારાં,
ઘણાં પ્રાણ થકી પ્યારાં, ઘણાં પ્રાણ થકી પ્યારાં ઘણાં વ્હાલાં;
સાને સમજાવીને સાચું, શિખામણ દેનારાં,
પાર્શ્વમણિથી અનંત અધિકાં, શુદ્ધ રૂપ કરનારાં. વ્હાલાં. ૧
બોધરૂપ અમૃતને આપી, સુખ દિલમાં ભરનારાં,
સાચું જૂઠું સર્વ બતાવી, વિવેકને દેનારાં. વ્હાલાં. ૨

સાખી.

મૌન મિત્રતા ધારીને, રહો પાસે નિશદિન,
વીસામો એકાન્તનાં, માનું વિશ્વાસીય;
સાચા સમકિતને દેનારાં, સર્વે દુર્ગુણો હરનારાં. વ્હાલાં. ૩

અન્તર્ બ્રાહ્મ મુસાફરી, કરાવનારાં બેશ,
જીવનનાં સાથી બની, સમજણ આપો હમેશ;
મોટા જગમાંહી મીનારા, જ્ઞાની કરકમલે ફરનારાં. વ્હાલાં. ૪
પુસ્તક સ્વર્ગંગા ભલી, પુસ્તક સ્વર્ગ વિમાન,
માનસ દિવ્ય સરોવરો, આનન્દસૃષ્ટિ તાન;
ચેતન ઉપવન ખીલવનારાં, આનન્દ રસમાં ઝીલવનારાં. વ્હાલાં. ૫
સર્વ તત્ત્વ સમજાવીને, ઉઘાડો દિલદાર,
આનન્દ રેલમછેલમાં, સાથી સદા તૈયાર;
મનની ચિન્તા સહુ હરનારાં, ધૈર્ય શાન્તિને કરનારાં. વ્હાલાં.
ખટપટ ઉપાધિ વિના, કરતાં મનથી વાત,
દર્શન જ્ઞાન ચારિત્રની, દેખાડો શુભવાટ;
બુદ્ધિસાગર પ્રેમી સારાં, ભવોભવમાંહી આધારાં. વ્હાલાં. ૭

# लेखको अने लेखो.

લેખકઃ-યોગનિષ્ઠ મુનિરાજ શ્રી બુદ્ધિસાગરજી મહારાજ.

લેખકોમાં સમાનતા ગુણ જે જે અંશે ખીલ્યો હોય છે તે તે અંશે તેઓ પોતાના લેખોમાં સમાનતાને પોષી શકે છે અને અન્યોની સાથે સમાન ભાવથી વર્તી શકે છે.

લેખકોમાં ગુણાનુરાગ નામનો ગુણ ખીલ્યો હોય છે તો તેઓ **" पारकानां चोर खाटां अने पोतानां चोर मीठां "** એવી પક્ષપાતતાને ધારણ કરી શકતા નથી. ગુણાનુરાગી લેખક અન્યોના ગુણોનો રાગ ધારણ કરી શકે છે અને કોઈના સંબંધી કંઇ લખતાં પહેલાં તેની તેનામાં રહેલા ગુણોપર પહેલી નજર પડે છે, અને દોષોપર અલક્ષ રહે છે. ગુણાનુરાગી લેખકમાં ગુણોને ગુણરૂપે જોવાની શક્તિ પ્રગટવાથી ગમે તેવા પ્રતિકુલ પ્રસંગોમાં પણ તે અન્યોના ગુણોને દોષરૂપે દેખી શકતો નથી અને તેમ લખી શકતો નથી. ગુણાનુરાગી આખી દુનિયામાંથી ગુણોને જોવા સમર્થ થાય છે અને તેનો ગુણોમાં સંયમ હોવાથી તેની આંખ આગળ ગુણોની મૂર્તિ ખડી થાય છે. ગુણાનુરાગી લેખક કોઇના લેખ વા ગ્રન્થની સમાલોચના કરવા માંડે છે તો તેમાં રહેલા ગુણોનું સારી રીતે પ્રકટન કરી શકે છે, અને લોકોની આગળ ગુણોની શોધ કરીને મૂકે છે તેથી લોકોને ગુણનો ભાગ ગ્રહણ કરવામાં ઘણો-પરિશ્રમ પડતો નથી. દોષાનુરાગી લેખક ખરેખર ગુણાનુરાગી લેખકથી વિરૂદ્ધ પ્રકૃતિનો હોય છે. દોષાનુરાગી લેખક કોઇના સંબંધી કંઇ લખે છે તેમાં દોષોને ચિતરવામાં તેની દૃષ્ટિ રહે છે અને કોઇ અન્ય વા લેખની સમાલોચના કરે છે તેમાં તે લેખ્યં ગુણો તરફ દૃષ્ટિ ન ફેંકતાં લેખ્ય દોષો તરફ પોતાની દૃષ્ટિ ફેંકે છે તેમજ છતા વા અછતા દોષો વડે અન્ય કર્તાની મૂર્ખતા બતાવવા પ્રયત્ન કરે છે. આ દુનિયામાં કોઇ લેખક સર્વજ્ઞ નથી. લેખકો અન્યોની રચના કરતાં ભૂલ કરી શકે તેઓને તે ભૂલો યોગ્ય સુશબ્દોમાં વિવેકપૂર્વક અને તો જણાવવી જોઇએ પણ નિષ્ઠુર શબ્દોથી તેની ઝાટકણી કાઢીને તેની જાતિં નિન્દા થાય

એવા હુમલાઓ ન કરવા જોઇએ. કોઇ પણ લેખકે કંઇ પણ લખનાં પહેલાં મારાથી ક્યા કારણથી શું લખાય છે તેનો વિચાર કરવો જોઇએ. ક્રોધ વગેરેનો જુસ્સો આવ્યો હોય તે વખતે લેખકે શાન્ત રહેવું જોઇએ. કોઇ લેખકે કંઇ પણ જુસ્સાથી એકદમ લખ્યું તેને એકદમ ન છપાવતાં કેટલાક દિવસની વાર કરવી અને પશ્ચાત્ તે લેખ વાંચી જવો અને તે વખતે વિવેકથી યોગ્ય વિચાર કરીને યોગ્ય લાગે તે છપાવવું.

લેખક મધ્યસ્થ હોય છે તો તે કોઇ પણ બાબતના પક્ષપાતમાં પડયા વિના દરેક બાબતમાંનો મધ્યસ્થ દૃષ્ટિથી વિચાર કરી શકે છે અને જે સત્ય લાગે છે તેને લખવા પ્રવૃત્ત થાય છે. મધ્યસ્થ લેખક કોઇ પણ બાબતના પક્ષપાતમાં પડતો નથી અને તે દરેક વસ્તુઓની સત્યતાપૂર્વક પરીક્ષા કરી શકે છે. મધ્યસ્થ લેખક સાચું તે મ્હારૂં એ સૂત્રને અનુસરી ચાલે છે. પક્ષપાતના અભાવે તે સત્યને સમજવાને અને સત્યને લખવા સમર્થ થાય છે. મધ્યસ્થ મનુષ્ય બન્ને તરફનો વિચાર કરે છે અને તેમાં સત્યાસત્ય શું રહ્યું છે તેનો પક્ષમાં પડયા વિના વિચાર કરી શકે છે, અને કોઇના પક્ષમાં પડયા વિના મધ્યસ્થપણાથી સત્યને લખી શકે છે. લેખકના શબ્દોમાં જો મધ્યસ્થતા હોય છે તો તેનો લેખ સાક્ષરોમાં પ્રથમ નંબરે આવે છે. મધ્યસ્થ લેખક શાન્તિથી સ્વપરનું હિત થાય તેનો માર્ગ લખી શકે છે અને પક્ષપાતી લેખક પોતાનું ખરૂં પારકામાં કંઇ પણ ખરૂં નથી એવું રાગાંધપણાથી લખી દે છે તેથી દેખતી દુનિયા તેની પરીક્ષા ઝટ કરી શકે છે. મધ્યસ્થ મનુષ્ય પોતાના મગજને કાબુમાં રાખીને અને મગજની સમતોલ દશા જાળવીને લેખ્ય વિષયને લખે છે અને તે જે લખે છે તેમાં સત્ય દલીલોને આગળ કરીને લખે છે તેથી તેમાં ઘણો સત્યનો ભાગ ઝળકી શકે છે. મધ્યસ્થ લેખક બનવું એ ધારવા કરતાં ઘણું મુશ્કેલ કાર્ય છે. અનેક લાલચોને અને ઇષ્ટ સંબંધીની દરકાર કરવામાં નથી આવતી ત્યારે મધ્યસ્થપણાથી લખી શકાય છે. આ પારકું અને આ મ્હારૂં એવી પક્ષપાત બુદ્ધિ ટળે છે ત્યારે હૃદયમાં સત્ય બુદ્ધિનો પ્રકાશ થાય છે અને તેથી મધ્યસ્થ લેખકના લેખથી દુનિયાને ઘણો લાભ પ્રાપ્ત થાય છે. મધ્યસ્થ લેખોને ભલે પક્ષપાતી લેખકો વા પક્ષપાતી વાચકો હિસાબમાં ન ગણે તેથી કંઇ મધ્યસ્થ લેખ અને મધ્યસ્થ લેખકની મહત્તામાંની ન્યૂનતા થતી નથી. મધ્યસ્થ લેખક આખી દુનિયામાં પોતાનો સત્ય લેખ પ્રકાશવા ભાગ્યશાળી બને છે.

લેખકમાં સહનશીલતા નામનો ગુણ હોવો જોઇએ. જે લેખકમાં સહનશીલતા નથી તે પ્રબળ ક્રોધને કારણે પ્રસંગે આડું અવળું કંઇનું કંઇ લખી દે છે અને તેથી તે પાછળથી પશ્ચાત્તાપ આદિ પાત્ર બને છે. સામાન્ય લોકોમાં એવી કહેણી ચાલે છે કે “સો વાર ભખવું અને એકવાર લખવું” સોવાર બોલવું અને એકવાર લખવું–સેંકડોવાર બોલવું પણ લખવું હોય ત્યારે સેંકડોવાર વિચાર કરીને એકવાર લખવું–લેખકને દુશ્મનો હોય છે. આ જગતમાં કોઇને દુશ્મન નથી એવું તો કોઇ હોતું નથી. લેખ લખતી વખતે પોતાના પ્રતિપક્ષીઓ સામે ખરાબ દૃષ્ટિ ન હોવી જોઇએ. પોતાનાથી વિરૂદ્ધ પક્ષીઓ હોય તેઓના સંબંધી બુરૂં લખવાના વિચારો કદિ કરવા ન જોઇએ. પ્રતિપક્ષીઓમાં જે જે કંઇ સારૂં હોય તેનો કદિ અનાદર ન કરવો જોઇએ. લેખિની ઉપાડતાં પૂર્વે સર્વ જીવોપર કરૂણા અને મૈત્રી ભાવના ભાવવી અને અસહન શીલતાને દૂર કરી ક્ષમા ધારણ કરી જે કંઇ લેખ્ય હોય તે લખવા પ્રવૃત્ત થવું જોઇએ.

લેખકોએ રજનું ગજ કરીને લખવાની ટેવ ન રાખવી જોઇએ. રજનું ગજ કરીને લખનારા લેખકોનું પ્રમાણિકપણું રહેતું નથી. રજનું ગજ કરીને લખનાર પોતાના માથે અસત્યતાને સ્થાપન કરે છે જે વસ્તુ જેવા - રૂપમાં હોય તેને તેવા રૂપે લખનાર લેખક ખરી પ્રતિષ્ઠાને પ્રાપ્ત કરી શકે છે. કોઇ પણ બાબતમાં રજનું ગજ કરીને લખવાથી રજ જેટલું જે મૂળ હોય છે તેની સત્યતા સંબંધી વાચકોને શંકા પડે છે અને તેથી તે લેખક ગમે તેવું સત્ય લખે તોપણ વાચકોને એકદમ તેના લખેલા ઉપર વિશ્વાસ આવતો નથી.

લેખકમાં અવલોકન શક્તિ હોવી જોઇએ. જે લેખકમાં અવલોકન શક્તિ નથી તે વસ્તુનું પુરેપુરૂં સ્વરૂપ લખી શકતો નથી. લેખકે જે જે પદાર્થો સંબંધી કંઈ લખવું હોય તેનું અવલોકન કરવું જોઇએ. જેણે કમળની ઘણી જાતયાને અવલોકી નથી તે કમળના વર્ણનમાં શું લખી શકે!!! જેણે ઘણું અવલોકન કર્યું છે તે પોતાના લેખને ઉત્તમ બનાવવા સમર્થ થાય છે. લેખકમાં બહુશ્રતત્વ નામનો ગુણ હોવો જોઇએ. જેણે દરેક બાબત સંબંધી આપ્ત પુરૂષો પાસેથી ઘણું ઘણું સાંભળ્યું હોય છે તે જે બાબત સંબંધી લખે છે તેમાં ઘણું જાણવા યોગ્ય લખી શકે છે. જે લેખકો બહુશ્રુત હોતા નથી તેઓ જે વસ્તુ સંબંધી કંઇ લખે છે તેમાં વિશેષ જાણવા યોગ્ય બાબત લાવી શકતા નથી. જે લેખકે ઘણાં પુસ્તકોનો અભ્યાસ કર્યો હોય અને ઘણાં પુસ્તકો વાંચ્યાં હોય તે લેખક જે બાબતનો ઉલ્લેખ કરે છે તેમાં ઘણી જાણવાની બીના લખે છે. લેખકે જે કંઇ લખવું તે સાદી ભાષામાં આ બાલવૃદ્ધપુરૂષો લાભ લેઈ શકે એવી રીતે લખવું જોઇએ. કેટલાક લેખકો પોતાની વિદ્વતાનો અન્યોપર આભાસ પાડવા માટે ક્લિષ્ટ શબ્દોનો પ્રયોગ કરે છે અને શબ્દકોષોમાંના અપરિચિત શબ્દોનો પ્રયોગ કરીને વાચકોને શ્રમ કરાવે છે. જે જે પૂર્વે મહા પુરૂષો થઇ ગયા છે તેઓએ સરલ પરિચિત શબ્દોમાં પોતાના જ્ઞાનને મનુષ્યોની આગળ હિતને ખાતર રજુ કર્યું છે.

જ્ઞાની લેખકો સરલ પરિચિત શબ્દો અને વાક્યોથી પોતાના લેખ્યને લેખોમાં લખે છે. સંસ્કૃત ભાષામાં સાક્ષર લેખક તરીકે ભગવાન્ ઉમાસ્વાતિજીનું દૃષ્ટાંત આપવું તે ખરેખર યોગ્ય છે. પૂજ્યપાદ શ્રી ઉમાસ્વાતિ વાચકે તત્ત્વાર્થ સૂત્રોના શબ્દોને સરલ અને પરિચિત શબ્દોમાં ગુંથ્યાં છે. સંસ્કૃત ભાષાનો સામાન્ય વિદ્વાન્ પણ સહેજે એમના રચિત સૂત્રના શબ્દાર્થને જાણવા શક્તિમાન્ થાય છે. જ્ઞાની મહાત્માઓ સરલ પરિચિત સાદા શબ્દોમાં અપૂર્વભાવ લાવી શકે છે. અલ્પ શબ્દ અને ભાવ ઘણો એજ જ્ઞાનીઓની અગાધ બુદ્ધિનું પરિણામ છે. શ્રી સુધર્માસ્વામીરચિત આવશ્યક સૂત્રમાં માગધી ભાષાના સરળ પરિચિત શબ્દો દેખવામાં આવે છે પણ તેનો અર્થ તો અનંતગણો થાય છે. આગમોમાં સરલ શબ્દો અને બહુ અર્થ દેખવામાં આવે છે. જ્ઞાનિ લેખકો સામાન્ય લોકો પોતાના લખેલા ભાવાર્થને સારી રીતે સમજી શકે અને તેનો સદુપયોગ થાય એજ દૃષ્ટિથી લેખોને સાદી-પરિચિત સરલ ભાષામાં લખે છે. શ્રી હેમચંદ્ર સૂરિ મહાવિદ્વાન્ હતા. ચાર ખંડના વિદ્વાનો તેમની વિદ્વતા એકી અવાજે કબુલ કરે છે. તેમણે સિદ્ધહૈમ વ્યાકરણ રચ્યું છે. તેમાં જેમ બને તેમ પરિચિત અક્લિષ્ટ શબ્દો વાપરવાનો પ્રયત્ન કર્યો છે અને તેમાંથી ગંભીરાર્થ જેમ જેમ ઉંડા ઉતરવામાં આવે તેમ તેમ માલુમ પડે એવી રીતે તેની રચના કરી છે. શ્રી હેમચંદ્ર પ્રભુએ યોગશાસ્ત્ર, પરિશિષ્ટ પર્વ, અને ત્રિષષ્ટિશલાકા પુરૂષ ચરિત વગેરે ગ્રન્થોમાં સાદા પરિચિત શબ્દોને વાપર્યા છે. જો તેમના મનમાં એવી ઇચ્છા થઇ હોત કે મારા ગ્રન્થોમાં ક્લિષ્ટ અને અપરિચિત શબ્દો વાપરૂં અને લેખને ફૂટ કરી દઉં. આ પ્રમાણે

જો ધારત તો કૂટક્લિષ્ટ શબ્દાર્થ શૈલીયુક્ત ગ્રન્થો લખી શકત, પણ એ શૈલી શિષ્ટાચારયુક્ત અને જગતના વાચકોને લાભ દેનારી નહોતી માટે તેનો ત્યાગ કરીને સરલ પરિચિત યોગ્ય એવા શબ્દોથી ગ્રન્થોને લખી જગતપર તેમણે અનવધિ ઉપકાર કર્યો છે. શ્રીહરિભદ્રસૂરિ મહારાજની કૃતિઓ પણ સરલ પરિચિત સાદા શબ્દ શૈલીથી અલંકૃત થએલી અવલોકવામાં આવે છે. શ્રીમદ્ દેવેન્દ્રસૂરિજી મહારાજની કૃતિયોમાં પણ ઉપર પ્રમાણે સરલ પરિચિત ત્વરિત અર્થનું ભાન કરનારા શબ્દો અને વાક્યો અવલોકવામાં આવે છે. ગુર્જર ભાષામાં લેખો લખનારા લેખકોએ પૂર્વે સાદા શબ્દોનો ઘણો ઉપયોગ કર્યો છે. નરસિંહ મહેતો, પ્રેમાનંદ, દયાનન્દ, ભોજોભગત, અખો, સામલ, ધીરો વગેરે જે હિન્દુ ગુર્જર ભાષા લેખકકવિયો થઇ ગયા છે તેમણે ક્લિષ્ટ શબ્દોનો પ્રાયઃ ઉપયોગ કર્યો નથી. સામાન્ય પ્રાકૃત મનુષ્યો પણ જે લેખો–ગ્રન્થોને સહેલાઇથી વાંચી શકે એમ લખવા ઉત્તમ લેખકો લક્ષ રાખે છે અને એ લાભપ્રદ શિષ્ટાચાર છે એમ તેઓ માને છે. જૈનોમાં શ્રીમદ્ આનન્દઘનજી, શ્રીમદ્ યશોવિજયજી, શ્રીમદ્ વિનયવિજયજી, શ્રીમદ્ દેવચંદ્રજી, શ્રીમદ્ જિનહર્ષ, શ્રીમદ્ માનવિજય, શ્રીમદ્ જ્ઞાનવિમલસૂરિ વગેરેએ સ્તવનો, સજ્ઝાયો, રાસાઓ વગેરે લખ્યા છે તેમાં પરિચિત સરલ શબ્દોનો ઘણો ઉપયોગ કર્યો છે અને તેઓએ શબ્દોની ક્લિષ્ટતા કરીને કૂટ પાંડિત્ય દર્શાવવા પ્રયત્ન કર્યો નથી. શ્રી ઉદયરત્ન અને શ્રી મણિચંદ્રજી વગેરેની સજ્ઝાયોને સામાન્ય અભણ પ્રાકૃત મનુષ્યો પણ સહેલાઇથી સમજવા શક્તિમાન્ થાય છે અને તેમાં વૈરાગ્યરસથી લદબદ એવાં વાક્યોરૂપ મિષ્ટાન્નોને જમીને પોતાના આત્માની તૃપ્તિ કરે છે. ક્લિષ્ટ શબ્દો વાપરીને કેટલાક લેખકો પોતાના લેખને બિલ્વફલ જેવા બનાવી દે છે. બિલ્વફલનો ગર્ભ તેને પકાવી ભાગી ખાતાં જેટલો કંટાળો પડે છે તેટલોજ ક્લિષ્ટ લેખોમાંથી ભાવાર્થ ખેંચવાને સામાન્ય વાચકોને કંટાળો થાય છે. સરલ પરિચિત શબ્દોમાં ઘણો ભાવ લાવનારા લેખકોના લેખો શેલડી, લાડુ અને દુધપાકના જેવી ઉત્તમતાને ધારણ કરી શકે છે. વ્યાસ મુનિની રચેલી ભગવદ્ ગીતામાં ક્લિષ્ટ શબ્દોનો પ્રયોગ કરવામાં આવ્યો નથી તેમાં સરલ શબ્દો, સરલ વાક્યો અને સરલ સમાસો દેખાય છે. કાલીદાસ પંડિતના કાવ્યોમાં સરલ શબ્દો, પરિચિત શબ્દો, સરલ સમાસો દેખાય છે તેથી તેમાં સામાન્ય સંસ્કૃત ભાષાના વિદ્વાનો પણ પ્રવેશ કરી શકે છે અને તેથી સર્વ કાવ્યોની આદ્યમાં રઘુવંશ કાવ્ય ભણવાનો સર્વત્ર રીવાજ પ્રચલિત અવલોકવામાં આવે છે.

સામાન્ય રીતે સંક્ષેપથી પૂર્વની શિષ્ટજનોની રૂઢીનાં દષ્ટાંતો ઉપર પ્રમાણે જણાવીને કહેવું પડે છે કે લેખક બંધુઓએ સર્વ મનુષ્યો સરલતાથી સમજી શકે એવી રીતે શબ્દોનો પ્રયોગ કરવો જોઇએ. જે લેખમાં શબ્દ કાઠિન્ય આદિ ક્લિષ્ટતા હોતી નથી તે લેખક શિષ્ટાચાર અને જગતના હિતનો જ્ઞાતા છે એમ અવબોધવું. કેટલાક લેખકો દેખાદેખીએ પોતાને વિદ્વાનમાં ખપાવવાને ખાતર મારી કૂટીને ક્લિષ્ટ અપરિચિત શબ્દોના ખીચડાને લેખમાં ઘટારોપ દેખાડવા ભરી દે છે. પોતાની સ્વાભાવિક બોલવાની ભાષામાં જે જે શબ્દો આવતા હોય તેના કરતાં લેખમાં અત્યંત અપરિચિત દુઃસાધ્યાર્થ ક્લિષ્ટ શબ્દોને મારી મચડી લાવવાથી કંઇ વિદ્વતાની પદવી પ્રાપ્ત થઇ શકતી નથી.

લેખકે કોઇ પણ પદાર્થનું વિવેચન કરતાં પૂર્વે તેની ભૂત દશા અને વર્તમાન દશાપર પૂર્ણ વિચાર કરવો જોઇએ. સાક્ષર લેખકો જે વસ્તુ સંબંધી કંઇ લખવા ધારે છે તેમાં સરલ શબ્દોમાં અપૂર્વ ભાવ લાવવા પ્રયત્ન કરે છે. ઉત્તમ લેખકોના લેખોમાં ઉંડા ઉતરીને અવલોકીએ છીએ તો તેમાં અપૂર્વ ભાવ રહેલો છે એમ માલુમ પડે છે. (अपूर्ण.)

# महत्वकार्य समीक्षा.

(લેખક શેઠ જયસિંહ પ્રેમાભાઇ, કપડવંણજ.)

શું વિશ્વમાં એક મનુષ્ય મહત્વનું કાર્ય કરી શકે તેમ છે? હા, એકજ મનુષ્ય મહત્વ કાર્ય કરી શકવા સમર્થ છે. જે મનુષ્ય ધારે તે કાર્યને કરી શકે છે. દાખલા તરીકે–એડીસન તરફ દ્રષ્ટિ ફેરવો તે એકલોજ શોધ કરે છે. વિચારના તેના મંદિરમાં કેટલા મનુષ્ય મદદ કરતા હોય છે! તે એકલોજ વિચાર કરે છે અને શોધ આગળ ચલાવે જાય છે, તેવીજ રીતે યોગના સામર્થ્યને પ્રગટ કરનાર પેલા યોગીની તરફ દ્રષ્ટિ ફેરવો. ત્યાં કોણ કોણ છે? તે એકલોજ માલમ પડે છે. અને તે એકલોજ અલૌકિક સામર્થ્યને પ્રાપ્ત કરી શકે છે, એક લેખક તરફ દ્રષ્ટિ ફેરવો. તે એકલો અનેક પ્રકારનું જ્ઞાન મળે એવા ગ્રંથને રચે છે અને અનેકને હિત થાય એવા વિચારોને દર્શાવે છે. દાખલા તરીકે મી. મલબારીએ અનેક સંસાર સુધારાના વિચાર કરી પોતે એકલાનાજ પ્રયત્નથી અન્યના હૃદયમાં તેમજ સરકારના હૃદયમાં પણ ઠસાવીને પોતાના વિચારને અમલમાં મુકવાને સર્વ ફરજ પાડી અને તે પોતે એકલેજ તેમ કર્યું. તેમણે ધાર્યું તો પોતે એકલે પાર પાડયું. અનેક ગ્રંથો દ્વારા, માસીકદ્વારા તેમજ પોતાના સંબંધીઓ દ્વારા. તેવીજ રીતે ગોખલેનો દાખલો લઇએ, તેમના દેશહિતના વિચારને તે કેવા પોતે એકલાજ પાર પાડે છે તે તરફ દ્રષ્ટિ કરો. તેવીજ રીતે ફીરોઝશાહ મહેતાનો દાખલો લઇ શકાય. તેવીજ રીતે હાલના તેમજ પૂર્વનો એટલે કે પ્રથમ થઇ ગયેલ અનેક મહાન પુરૂષના દાખલા તપાસો. તેઓએ ધારેલાં કાર્ય પોતે એકલાજ પાર પાડવા સમર્થ થઈ શક્યા છે અને એ રીતેજ અનેક મહત્વના કાર્યનો નીવેડો આવેલ છે અર્થાત્ જો મનુષ્ય ધારે તો અનેક મહત્વનાં કાર્યો પોતે એકલોજ પાર પાડવા સમર્થ થઇ શકે તેમ છે. સૂર્ય એકલોજ સર્વત્ર પ્રકાશને આપે છે. કળીકાળ સર્વજ્ઞ શ્રીમદ્ હેમચંદ્રાચાર્ય મહારાજે એકલાએજ સર્વત્ર ધર્મનો ઘોષ પ્રસરાવી દીધો હતો. એક એજ સંખ્યા પૂર્ણ છે તેમાંજ પૂર્ણતા રહેલ છે અનેકના ભાગ થઇ શકે છે પણ એકનો વિભાગ છે નહિ. અનેક અનુપરમાણું પણ એકથીજ શરૂ થાય છે અર્થાત્ જો મૂળ શોધવા માંડીએ તો એક આવી અડકવું પડે છે તેવીજ રીતે એક મનુષ્યજ સર્વ કરવા સમર્થ છે.

પ્રીય વાંચક! તમો પ્રત્યેક એક હોવા છતાં તમે તે કાર્ય કરી શકવા સમર્થ છો. તેમજ સર્વોત્તમ મહાન કાર્યને કરી શકો છો. એ ઉપર આધાર ન રાખો અર્થાત્ બીજાના આધારની કંઇજ જરૂર નથી, તમે એકલાજ સર્વથી અધીક છો અર્થાત્ તમે એકલાજ, સર્વ હેતુ સિદ્ધ કરી શકો તેમ છો. માટે તમો એક છો એમ જાણી પ્રસન્નતાનેજ સેવો.

કોઇ પણ મહાન્ કાર્ય કરવાને સંખ્યાબંધ મનુષ્યોની જરૂર નથી. જ્યારે એક મનુષ્ય અનેકનો ઉપરી થવાને લાયક છે તો પછી,અધીક મનુષ્યોજ મોટું કામ કરી શકે એમ કેમ કહી શકાય. તારા તો અનેક હોય છે પણ એકજ ચંદ્ર સર્વત્ર અંધકારનો નાશ કરી નાંખે તેમજ એકલા ચંદ્રે સર્વત્ર તિમિરનો નાશ કર્યો.

જેને કોઇ પણ મોટું કાર્ય કરવાનો ઉત્સાહ, હોંશ અને વેગ છે તે મનુષ્યને બીજાની

સહાયની અપેક્ષા રાખવાની જરૂર નથી. તેવા મનુષ્યે અન્ય મનુષ્યની મદદની વાટ જોવી નહિ.

યથાર્થ ઉદ્યોગી મનુષ્ય અમુક મારી મદદમાં આવે તોજ મારાથી ફલાણું કાર્ય સિદ્ધ થાય તેવો વિચાર પણ કરવો નહિ.

તમારે અન્યના આશ્રયની જરૂર નથી. તમે તમારા સામર્થ્યનું જાણપણું પૂર્ણ રીતે ન હોવાથીજ તમને આશ્રય લેવા વૃત્તિ થાય છે. તમારા સામર્થ્યને જાણો પછી તમે એકલાજ ગમે તે કાર્ય કરી શકવા સમર્થ છો. તમારામાં રહેલ શક્તિઓને જાગ્રત કરો તે કરનાર પણ કેવલ તમેજ છો. તમારે દ્રઢપણે માનવું કે પ્રત્યેક કાર્ય કરવાનું સામર્થ્ય તમારામાં રહેલ છે. આમ માની પ્રત્યેક કાર્ય કરવામાં ઉત્સાહથી આગળ વધો. તમે જે કાર્ય કરવા ધારો તે અવશ્ય કરી શકશો. શ્રદ્ધાપૂર્વક માની કાર્ય કરવા આરંભ કરો. કાર્યની સિદ્ધિને અર્થે પ્રત્યેક ક્ષણે મનુષ્યે આગળ ને આગળજ વધ્યા જવું. કોઇ પણ પ્રકારની શંકાને મનમાં સ્થાન આપવું નહિ. ઘણા મનુષ્યો કાર્ય કરવામાં આગળ ન વધતાં શંકા અને ભયને ધરી વારંવાર પાછું જુએ છે અને આમ થતાં કાર્ય સિદ્ધિ થઇ શકતી નથી. માનો કે એક દોડવાની સરત રમાય છે. હવે જો એ દોડે છે તેઓ જો પાછું વળી જુએ તો પાછળ પડી જાય છે. તેમજ કાર્યમાં જેઓ પાછુ વળીને જુએ અર્થાત્ શંકાને સ્થાન આપે તેઓ કાર્ય સિદ્ધિ કરી શકતા નથી માટે આગળ ને આગળ વધો. ભય, વિપત્તિ કે વિઘ્નના વિચારને ન કરો. વિઘ્ન આવે તેને મારી હઠાવવું એજ મનુષ્યને યોગ્ય છે. વિઘ્ન અને વિપત્તિ કરતાં તમારામાં વિશેષ બળ છે એમ સમજી તેમને તમારા ઉપર ન ચઢી બેસવા દેતાં તમો તેમના ઉપર ચઢી બેસો. આવે વખતે ધૈર્ય રાખી તમારા કાર્યમાં આગળ ને આગળ વધો. માર્કોનીએ જો પ્રયત્નમાં પાછળ ડોકીઆં કર્યા હોત તો શું તારના દોરડા વિનાના સંદેશાની વિદ્યા અસ્તીત્વમાં આવી હોત કે? વિજયની દિશા આગળ છે. પરાજયની દિશા પાછળની છે. ઉદયની દિશા પૂર્વની છે. અસ્તની દિશા પશ્ચિમની છે. વિજય ઇચ્છી આગળ ને આગળ જોવું. નેત્ર આગળ છે પણ બોચીએ નથી માટે આગળ ને આગળ જુઓ. પાછળ વાળી જોવું એ વિજયથી પાછા પડવાનું છે. લડાઇમાં સૌ મોંઆંગળજ લડાય છે. અને જેઓ પીઠ ફેરવે છે તેઓ જરૂર પરાજય પામે છે. કદાચ પાછા હઠવાની જરૂર છે તેવા પ્રસંગે યોદ્ધાઓ સામે મોઢેજ પાછા હઠે પણ પીઠ ફેરવતા નથી. તેમજ તમે આગળ ને આગળજ દ્રષ્ટિ રાખો. આજ કાલ મનુષ્યો કેટલાંક કાર્ય કરવા પહેલાં વિઘ્નના વિચારને કરે છે તેથી અનેક કાર્યો તેઓ કરી શકતાં નથી. કાર્યને આદરો, વિઘ્નને મારી હઠાવો, તમે એકલાજ અનંત બળવાળા છો. તમો ધારો તે કાર્ય પાર પાડી શકશો. આમ છે ત્યારે એનો એકલોજ મનુષ્ય મહત્વનાં કાર્ય પાર પાડી શકે તેમ છે.

---

પુસ્તકોપર પ્રેમ—જે મનુષ્યો પુસ્તકોપર પ્રેમ કરે છે તેને વિશ્વાસુ મિત્રોની, હિતકર ઉપદેશકોની, આનંદી સંબંધીઓની અને સાંત્વન કરનાર પુરૂષોની કદી પણ જરૂર પડતી નથી, પુસ્તકોના અભ્યાસથી, વાંચનથી અને મનનથી સર્વ કાળમાં, સર્વ અવસ્થામાં દરેક મનુષ્યને તેના વડે પોતાનું મનરંજન કરવાનું બની શકે છે. (Bero)

જો મને હિંદુસ્થાનની સંપત્તિ આપવાને કોઇ કહે તો પણ હું મારો વાંચનનો છંદ કોઇને આપું નહિ. (Giban)

# माणसो शुं छे अने माणस धर्म शुं छे?

(લેખક:-વકીલ વર્ધમાન સ્વરૂપચંદ-અમદાવાદ.)

બે કાન, બે આંખ અને એક નાકવાળો તે માણસ નહિ, કારણ કે તે તો વાંદરાને પણ છેજ. બોલી શકે તે માણસ નહિ કારણ કે નિર્જીવ વાજીંત્રો અને પશુ પક્ષીઓ પણ બોલે છે.

ભાર ઉપાડે, ને એકથી બીજા ગામ જાય તે ખરો માણસ નહિ કારણ કે તે તો ભારવાહક પ્રાણીઓ આખી જીંદગી પર્યંત કરીને પોતાના જીવનનો ભોગ આપે છે.

એકાદ શેઠની નોકરી કરી પેટ ભરનારો ખરો માણસ નહિ કારણ કે સ્વાન પણ ભરવાડના વાડાને સાચવી સુખે પેટ ભરે છે.

માંસાહારીઓ સામે દ્રષ્ટિ રાખી વનસ્પતિ આહારની ઉત્કૃષ્ટતામાં ફુલાઇને અમો ખરા માણસ છીએ એમ માનનાર પણ ખરો માણસ નથી કારણ આખી જીંદગી સુધી માંસને નહી સ્પર્શ કરનારાં (ખાનારાં) અનાજનાં ધનેર-(કીલ્લાં) ઢીંકડી, વાંદરાં, ખીસકોલી વિગેરે કેવળ વનસ્પતિ આહારીજ હોવા છતાં તેઓ ખરાં માણસ કહેવાતાં નથી. માણસજાત વનસ્પતિ આહારને માટેજ સરજાયા છતાં માંસાહારના કુળ પરંપરાથી ભુલાવામાં પડી મનુષ્યપણાને વ્યર્થ ગુમાવે છે તે ખાતે દયા કરવા જેવી છે કારણ કે તેઓને હજુ ખરૂં જ્ઞાન થયું નથી.

લાખો વર્ષ સુધીનું અનુભવેલું સ્વપ્ન ચુક્ષ્ય ઉઘડયા પછી જેમ જતું રહે છે તેમ કુલ પરંપરાના ભુલાવામાં ચાલતી ભુલ ખરૂં જ્ઞાન જ્યારે થશે ત્યારે તેઓ માંસાહારને જરૂર ભુલીજ જનારા છે.

આ વાતનો ખરો મર્મ નહિ સમજનારાઓ માંસાહારીઓ પ્રત્યે નફરત કરતા દેખાય છે. તેઓ પોતે અજ્ઞાની હોવાથી દયા કરવા જેવા છે.

સામાના જ્ઞાનનું ઓછાપણાને, અજ્ઞાનને, કે ભુલના સ્વરૂપને નહિ સમજી શકનારા પણ બાળજીવોના. કેવાજ જ્ઞાન વિનાના હોવાથી તેઓ નફરતખોર અને અભિમાની હોવાથી તેમની પણ દયા કરવી ખાસ જરૂરની છે.

નફરત, ધિક્કારની લાગણી, સામાને હલકો ગણવો, પોતાની પ્રસંસા કરવી, પોતે પણ અજ્ઞાની હોવા છતાં જ્ઞાનીપણાનો વ્યર્થ સંતોષ માનનારા બાળજીવોમાં આ લક્ષણો જણાય છે તેઓ સામાને દુઃખી કરનારા અને પોતે દુઃખી થનારા હોય છે.

તેવા ધાડા અજ્ઞાનમાં- ભુલા પડેલાઓને- ખરા જ્ઞાનમાં લાવવાને પાશ્ચિમાત્ય પ્રજા પૈકીના સમર્થ વિદ્વાનો નિરંતર અગાધ પ્રયત્ન કરી રહ્યા છે, અને તેમની ફતેહમંદીમાં દીનપ્રતિદીન આગળ વધતા જાય છેજ.

પરિણામ પણ એજ આવ્યું છે કે દીનપ્રતિદીન માંસાહારી વર્ગમાંથી બદલાઇને સંખ્યાબંધ લોકો વનસ્પતિ આહારને સ્વીકારે છે એટલુંજ નહિ પણ માંસાહારને જન્મ પર્યંતના માટે તજે છે.

આધુનિક તેવા વિદ્વાનો કરતાં હિંદના ધર્મગુરૂઓ વધે તેવા જણાતા નથી, નિશાળના

રસ્તાપર આપણે જોઇશું તો આપણને બે બાબત જોવાને મળે છે. તેમાંની એક તો એ કે કેટલાક છોકરાઓ જેઓ પોતાની લાયકાત ઉંચા દરજ્જાવાળી વધારવાની કીંમત સમજ્યા છે. તેઓ હમેંશ ઝપાટાથી નિશાળ ભણી જાય છે અને બીજી બાબત એ જણાય છે કેઃ- ઉંચા દરજ્જાની લાયકાતની કીંમતને નહિ સમજનારા બાળકોને નિશાળે જવાની જરા પણ ઇચ્છા જણાવતા નથી, એટલુંજ નહિ પણ તે નિશાળે જવાની ના પાડે છે, તેમનાં વાલીઓ તેમને ઘસડીને રોતાંને કકળતાં નિશાળમાં જબરજસ્તીથી મુકી આવે છે ત્યાં પણ તેમને ગમતું નથી. ત્યાં અપાતા શિક્ષણપર પણ તેઓ લક્ષ આપતા નથી અને તેમના જેવાજ અજ્ઞાન સોબતીઓની સાથે વાર્તા વિનોદની ગમ્મતમાં સ્કુલ ટાઇમ પુરો કરે છે. પરિણામ એ આવે છે કે તેમનાપર પુરતું રક્ષણ રહે છે તો તેઓને તેમની ભુલ સમજાય છે, વિચારો બદલાઇ જાય છે, અને વિદ્વાન્ થતાં પોતાની બાળપણની નાદાની તરફ તેમને ધિક્કાર આવે છે.

લાયકાત વિના ઉન્નતિ થતીજ નથી. ઉદ્યોગ અને કષ્ટ વેઠયા વિના લાયકાત પ્રાપ્ત થતી નથી અને અજ્ઞાનીઓને ઉદ્યોગ અને તેમાં પડતી તકલીફ પસંદ પડતી નથી તેથી તેઓ ઉન્નતિને પાત્ર થતા નથી.

આપણે ગતિમાન છિયે. અત્યંત કાળથી સ્થિર થયાજ નથી. ઉંચી, નીચી કે આડી હરકોઈ ગતિમાં આપણે નિરંતર ગતિમાન થયા કરીએ છીએ.

ચુલાપર મૂકેલા ખદખદતા પાણી ભરેલા વાસણમાં ઓરેલા ચોખા નિરંતર ગતિમાન જોઇએ છીએ તેમ સર્વ પ્રાણી આ દુનિયામાં અસ્થિર પણે ભમ્યાજ કરે છે. જેઓ ઉંચે જતા નથી તેઓ આડા કે નીચા જનારા છે. એ નિર્વિવાદ છે. તેવીજ રીતે માણસો ઉંચા દરજ્જાપર જનારા નથી. તેઓ આડા કે નીચે જનારા છે. આડા જનારા વક્ર કહેવાય છે અને નીચે જનારા નીચ કહેવાય છે.

વક્રના ઉપર કાબુ ચલાવવાની વિદ્વાનોમાં શક્તિ છે અને તેઓ તેમના સંસર્ગમાં રહી વિદ્વાનો થઇ શકે છે.

નીચ માણસો પણ ઘણા સારા સંબંધમાં આવે તો ઘણી મુશ્કેલીએ કંઇક વધુ વખત જતાં પણ તેઓ લાયકાત ધરાવનારા ઉંચા દરજ્જાવાળા થઇ શકે છે.

જેને કાન છે તે પ્રાણીઓ બચ્ચાંનો જન્મ આપનારાં છે અને જેને કાન દેખાતા નથી અને છુપી આકૃતિવાળા કાન જેને છે તેઓ ઈંડાં મુકે છે પણ તે બચ્ચાંનો જન્મ આપનારાં નથી.

વનસ્પતિ આહારી પ્રાણીઓનું ઓળખાણ કરાવનારો એક કુદરતનો કાયદો છે કેઃ- જેઓ બે હોઠ વડે ચુસીને પાણી પીનારાં છે તેઓ વનસ્પતિના ઉપરજ નિર્વાહ કરી શકવાની લાયકાત ધરાવનારાં છે અને જીભ વડે ચાટીને પાણી પીનારાં છે. તેઓ માંસાહારી, મહાન્ ક્રુર પ્રકૃતિનાં જંતુથી ભયંકર પ્રાણીઓ ગણાય છે, તેમનો ભરોંસો રાખી શકાયજ નહિ અને ગાફલપણે ભરોંસો રાખી બેસે તો હરકોઇ વખતે દગાબાજીનો એટલે કે જોખમમાં આવી પડવાનો ભયજ કાયમ રહે છે.

ચાટીને પાણી પીનારાં કુતરાં બીલાડાં જેઓ માણસજાતના નિકટના સંબંધમાં રહેનારાં હોવાથી-જો તેઓ વનસ્પતિ આહારી માણસના સંસર્ગમાં રહે છે તો તે એકાદ જીવાત્મા ઉમેદવારની પેઠે પોતે માંસાહારની પંક્તિમાં સરજાયેલ હોવા છતાં વનસ્પતિ આહારપર નિર્વાહ કરીને પોતાની લાયકાત ઉંચા દરજ્જાવાળી વધારવાની ખરી કીંમત સમજેલા

સભ્ય વિદ્યાર્થી તરીકે હર્ષ ભર્યું અને માન ભર્યું જીવન–આ કુદરતની નિશાળમાં પુરૂં કરતા જણાય છે.

પોતાની ઉન્નતિને નહિ સમજી શકનારાં બાળ પ્રાણીઓ કે જેઓ વક્ર અને નીચ ગતિને અખત્યાર કરનારાં છે તેઓ આ કુદરતની નિશાળમાં સતત ઉદ્યમ અને પરિશ્રમ વેઠીને વીર પુરૂષની પેઠે ઉન્નતિના માર્ગને અખત્યાર કરવાને અશક્ત અને નાદાન છે. તે પ્રાણીઓ જો કે વનસ્પતિ આહારને માટે સરજાયેલાં હોય તેટલી ઉન્નતિ પામ્યાં છે છતાં માંસાહાર કુટુંબોમાં જન્મના કારણસર તેમના સંસર્ગ દોષે તેઓ પણ ઉન્નતિ માર્ગના અજાણ્યા રહેવામાં આનંદી હોય છે, કદાચ તેમને ઉન્નતિના માર્ગ ઉપર ચઢવાનો માર્ગ બતાવવામાં આવે તો તેઓને હઠીલા નિશાળીઆની જેમ દુરાગ્રહ ભરેલી હઠ કરે છે અને વક્ર કે નીચો માર્ગ પસંદ કરે છે.

પ્રાચીન ઇતિહાસ વાંચનારાઓની જાણમાં છે કેઃ–આ દુનિયા પર એવાં પણ રાજ્યો કોઇ કોઇ સ્થળે થઇ ગયાં છે કે તેઓ પોતાના રાજ્યમાં માંસાહારને સખ્ત નજરથી જોતા હતા અને માંસાહાર બંધ પાડવા માટે કાયદાના બળથી સઘળાં કતલખાનાં બંધ પાડવામાં આવતાં હતાં, એટલુંજ નહિ પણ કોઈ જાતની જીવ હિંસા થાય તેવા પ્રકારનો "અમર પડહ" એટલે સર્વ પ્રાણીને અભય વચન થોડાક વખતના માટે પણ આપવામાં માન સમજતા હતા. અને જે રાજ્ય અભયદાન આપવાના દીર્ઘકાળનાં પ્રસંગોને અહોભાગ્ય માનતું હતું તેનેજ સાર્વભૌમ અથવા ચક્રવર્તિ રાજ્ય એ નામથી તેમના તરફ ઘણીજ માન ભરી પૂજ્ય લાગણી પ્રજા વર્ગની કાયમ થતી હતી.

શાં કારણથી માંસાહારની બદી જગતમાં પ્રસરી તેનું કારણ તપાસતાં ઘણાં કારણો નજરે આવે છે.

કોઈ પણ પ્રાણીની જીંદગી–જીવન નાશ કર્યા વિના માંસ મળી શકે નહિ.

આપણા જીવનને સવારમાંથી બપોર સુધી ક્ષણીક તૃપ્તિ આપી ટકાવી રાખવા માટે એકાદ બીજા પ્રાણીના જીવનનો સદંતરના માટે નાશ કરવો–એ શું સ્વાર્થીપણું નથી? કોઈના જીવનનો નાશ કર્યા છતાં પણ બપોર થયા કે સાંજે તો પાછા ભુખ્યાં થવાય એટલે ફરીથી બીજા જીવનનો નાશ કરવો તે કોઇ રીતે ન્યાયીપણું કહેવાય? એકાદ વખતના ક્ષણીક ભોજનની તૃપ્તિ માટે કોઇને મરણનું દુઃખ આપવું તે શું મ્હોટામાં મ્હોટો ગુન્હો નથી? છેજ.

કોઇ પ્રાણી પોતાના એકાદ વખતના આહારના માટે આપણા એકાદ દીકરાનો વધ કરી પોતાનો આહાર કરે, પછી બીજા ટંકના ખોરાક માટે આપણા બીજા દીકરાનો વધ કરે તો શું આ રીત આપણે પસંદ કરશું? નહિજ.

વીરત્વ અને ગાંભીર્યમાં ઉદ્ધતાઇ અને સિતમગીરી હોય નહિ.

બીજાં પ્રાણીઓને દુઃખ આપવાની ઉદ્ધતાઇ અને સિતમગીરી જ્યાં જણાતી હોય ત્યાં વીરત્વ કે ગાંભીર્ય ગણાતુંજ નથી.

વીરત્વ, અને ગાંભીર્યને દયાનો શણગાર હોય તોજ તે ગુણો શોભા આપે છે.

દયા વિનાનું વીરત્વ તે ખરૂં વીરત્વ નથી પણ તે નિર્દયત્વ છે.

દયા વિનાનું ગાંભીર્ય તે ખરૂં ગાંભીર્ય નથી પણ તે બાયલાપણું છે.

સમર્થની આગળ સઘળાં અસમર્થ પ્રાણીઓ ગરીબ છે, ગરીબને મારખોસ કરવી તે વીરત્વ નહિ પણ નાદાની, નીચ, વક્રતાનું પરિણામ છે.

અસમર્થ માણસોને સમર્થ માણસો, સારણ, વારણા* ઇત્યાદિ આકરા લાગે તેવા ઉપાયોથી પણ તેમને સમર્થ બનાવવામાં તેમને થતો આઘાત પણ તેમને હીતકર હોવાથી ઉત્તમ છે.

એવા ઉત્તમ ઇલાજો અખત્યાર કરવા તે માણસનું ભૂષણ છે તોપણ ધૂર્તપણે એને બ્હાને ગરીબોને ત્રાસ આપવો તે તો દુષણજ છે.

ધૂર્તપણાનો જ્યાં સુધી ત્યાગ કરે નહિ ત્યાં સુધી કોઇ ખરો માણસ થવાને પાત્ર નથી.

નીચ અને વક્રપણું જ્યાં સુધી તજે નહિ ત્યાં સુધી કોઈ ખરો માણસ થવાને પાત્ર નથી.

નીચા સ્થળમાં–એટલે કે નીચમાં પ્રવૃત્તિ કરનાર પાણીને ફુવારાના બળથી ગમે તેટલે ઉંચે ચઢાવવામાં આવે તોપણ પાછું ભોંય પર પડી નીચાણના પ્રદેશમાંજ જવાની પ્રવૃત્તિ કરે છે. તેમ કુદરતના ક્રમમાં ઉંચી ગતિએ ફેંકાયેલા (માણસ તરીકે ઉન્નત સ્થિતિએ સરજાયેલા) પ્રાણીઓમાંથી પણ કેટલાકો માંસાહારી કુટુંબના સંસર્ગ દોષે માંસાહારી પશુ અને પક્ષી જેવા હલકા અને નીચ સ્થાનની યોગ્યતાનું સેવન કરે છે. તેમને વારંવાર વિદ્વાનો પોતાની જીંદગીનો ભોગ આપીને પણ સમજાવે છે. છતાં હઠાગ્રહને છોડતા નથી. તે તેમનું ક્રદ્ધપણું સુચવાય છે.

કેટલાંક પ્રાણીઓ પેટે ચાલનારાં, ભુજાથી ચાલનારાં, ચાર પગે ચાલનારાં, આકાશમાં ઉડનારાં અને જળમાં તરનારાં છે. તે સર્વમાં માણસ જાત એ તદ્દન વિલક્ષણ જાતનું પ્રાણી છે, તે વિલક્ષણતા એ છે કેઃ–તે સઘળા પ્રાણી આડાં ( — આ લીટી જેવાં ) રહેનારાં છે. અને માણસ સીધો—( | આ લીટી જેવો ) રહેનાર છે. આડાં ચાલનારાં જળચર, સ્થળચર, ખેચર એ નામોથી ઓળખાય છે તો પણ સ્થળચર પૈકી માણસજાત સીધો ટટાર રહેવાને પાત્ર છે.

જે કુદરતમાં સીધો રહેવાને પાત્ર છે તેણે સંપૂર્ણ સીધા થવું જોઇએ, સઘળી જાતની વક્રતા અને નીચતા જેમ બને તેમ દૂર કરવીજ જોઇએ. તે દૂર કરવામાં સતત ઉદ્યોગ અને પરિશ્રમ સહન કરવાની શક્તિને વીરત્વનું લક્ષણ કહે છે. વીરત્વ એજ મનુષ્યત્વ છે.

ખરા વીરત્વનાં લક્ષણ નીચે મુજબનાં છે. (૧) સઘળું નીચ, અને વક્રતા દુર કરી સંપૂર્ણ ઉન્નતિના શીખરપર આરૂઢ થઇ પૂર્ણ માણસ બનવું. (૨) પરોપકાર દૃષ્ટિથી બીજાઓને તેવા પૂર્ણ માણસ બનાવવાની સતત કોશીશ કરવી. તેમાં સઘળાં સંકટો અદીનપણે સહન કરવાં. (૩) આ બે અથવા બેમાંનું એક અને થોડું પણ ના બની શકે એવી સ્થિતિમાં મુકાય ત્યારે મ્હોતની રાહ જોયા વિના તેમજ ખાધા પીધા વિના બીજી દુનિયામાં ચાલ્યા જવું.

---

* વિધી નિષેધનો માર્ગ શબ્દ પ્રહારાદિ આકરા ઇલાજેનો ઉપયોગ જે માત્ર હિત બુદ્ધિએ વિદ્યાર્થી પ્રત્યે માબાપની જેમ કરવામાં આવતા ઉપાયો. આ ચાર ઉપાય છે. સારણ (વિધી વારણ. નિષેધ ચોયણ ઉદાહરણ અને પ્રતિચોયણ. (વારંવાર ઉદાહરણો આપવાં તે.) આ બોધ આપવાના ચાર ઉપાય છે.

# રહસ્ય.

( લેખક—શેઠ જયસિંહ પ્રેમાભાઇ. કપડવણજ. )

ગમે તેવા ગુપ્ત રહસ્યને મનુષ્યજ શોધી કાઢવાને સમર્થ છે અર્થાત્ જો તે પ્રયત્ન કરે છે તો ગમે તે વસ્તુને સાધ્ય કરી શકે છે. પૂર્વે અનેક ગુપ્ત ગણાતી વસ્તુઓ આજે પ્રકટ થઇ છે. કુદરતી નિયમે કશું પણ ગુપ્ત રહી શકે તેવું છેજ નહિ. મનુષ્ય જે રહસ્ય જાણવા પ્રયત્ન કરે છે તે રહસ્યનો પ્રકાશ ધીમે ધીમે તેના અંતઃકરણમાં પડે છે. દાખલા તરીકે-વૈદ્ય વિદ્યામાં પૂર્વે અનેક રોગ અસાધ્ય મનાતા તે આજે ડાકટરોએ પ્રયાસ કરી સિદ્ધ કરી આપ્યું છે કે સાધ્ય છે અને આ દાખલો ફક્ત ઇંગ્રેજી માન્યતાને લઇનેજ અત્ર મુકયો છે. તેઓ પ્રથમ કોલેરા તથા પ્લેગને અસાધ્ય રોગ તેમજ ભયંકર રોગ ગણતા. જો કે તે ભયંકર તો છેજ પણ અસાધ્ય નથી રહ્યો. તેવીજ રીતે સાયન્સ વિદ્યાની બાબતમાં પણ બન્યું છે. આ સર્વે શાથી બન્યું છે ? પ્રયત્નથીજ. માટે પ્રયત્નથીજ સર્વે સાધ્ય થઇ શકે તેમ છે, " અમુક તો થાય તેવું નથી " એ વાકય કાયરને માટેજ છે. પ્રયત્નશીલને તો સર્વે થાય તેવુંજ છે. " અમુક વાર્તા તો આપણા જીવથી થાયજ નહિ " એ વાક્ય પ્રયત્નશીલ મનુષ્યના મુખમાં શોભે નહિ. દુર્બલ અને હીન મનુષ્યના મુખમાં ભલે શોભે. અખંડ પ્રયત્નથીજ સર્વજ્ઞ થઇ શકવા સમર્થ છે. મનુષ્યમાં સર્વે જાણવાની શક્તિ રહેલ છે. કોઇ પહેલી ચોપડીજ જાણે છે તો બીજો સાત ચોપડી જાણે છે. , વળી કોઇ બી. એ. એલ. એલ. બી. એ પ્રકારે સર્વે આગળ આગળ જ્ઞાનમાં જાણે છે. આપણે જાણીએ છીએ કે અનેક મનુષ્યોએ સર્વજ્ઞત્વ પ્રાપ્ત કરેલ હતું તે શાથી ? પ્રયત્નથીજ. જો તેઓ પ્રયત્ન સેવ્યા વિના બેસી રહ્યા હોત તો શું તેઓ તે મેળવી શકયા હોત કે—ત્યારે શું તેઓના અને આપણા આત્મામાં ફેર છે ? નહિ—બીલકુલ નહિ. આત્મા તો સર્વેનો સત્તાએ એક સરખોજ છે ફક્ત તેના ઉપરના કર્મના વાદળાંથી તેની મુળ શક્તી દબાઈ ગઇ છે તે પ્રયત્નથી કર્મના દલીઆ છુટે તેમ છે. જો પ્રમાદની સોડ તાણી સુતા તો તેમાંનું કાંઇજ બને તેમ નથી. પ્રયત્નથીજ ગમે તેવા નીકાચીત કર્મના બંધને પણ તોડી શકવા મનુષ્ય સમર્થ છે. ગમે તેવા ભાગ્યને ફેરવવા મનુષ્ય સમર્થ છે. પ્રયત્નથી અને તેના જ્ઞાનથી આ સર્વે થઇ શકે તેમ છે.

દાખલા તરીકે એડીસને ફોનોગ્રાફ જાણવા યત્ન કર્યો તો તેનું જ્ઞાન તેને મળ્યું. પોતાની શોધમાં વીજયી થયો. લ્યુથરે જો કૃષી શાસ્ત્રનું જ્ઞાન જાણવા યત્ન કર્યો તો તેથી તે તે સંબંધી જ્ઞાન મેળવી આજે કૃષી શાસ્ત્રમાં અનેક પ્રકારે વિજયી નીવડયો. જેવા કે—ગુલાબને કાંટા વિનાનું બનાવવું—થોરને કાંટા વિના બનવવા અને તેનો ઉપયોગ ઢોરાદીકને ખાવા માટે કરાવવો. અમુક પ્રકારનાં ઝાડને સંયોગી નવાં ઝાડ ઉત્પન્ન કરવાં વિગેરે તે ધારે તે કરી શકે છે—પોતાની ઇચ્છા પ્રમાણેજ ઝાડનેજ ઉછેરે છે. આ સર્વે શાથી? તેવું જ્ઞાન મેળવવાથી અને પ્રયત્ન કરવાથી. પ્રયત્નજ અસત્યને સત્ય કરવા સમર્થ છે એટલે કે જે અસત્ય, ન થઇ શકે એવું ગણાતું હોય છે, તે સત્ય, શક્ય થઇ શકે એવું ગણાય છે. પૂર્વે રેલ્વે અસત્ય હતી આજ સત્ય છે એ આદી અનેક દાખલા કહી શકાય.

વાન, દૃઢ આગ્રહી અંતઃકરણુજ સુખના, શાંતિના, જ્ઞાનના, પ્રેમના એ આદિ અનેક શુભ વિચારને સેવી શકે છે. આત્મા કે જે સત્તાએ પરમાત્મા છે તેથી પરમાત્માપણું પ્રાપ્ત કરવા અર્થે એવી વાતો પૂર્ણ સ્વતંત્રતા પ્રાપ્ત કરવા અર્થે અંતઃકરણને બળવાન, દૃઢ, આગ્રહી તેમજ નિર્વિકારી બનાવો. આમ થશે તોજ તમો સ્વતંત્રતાને મેળવી શકશો.

ખરેખર અમુક ક્રિયા ખોટી નથી એવું જાણવા છતાં પણ તે ન કરતાં, અર્થાત્ તે તે ન સેવતાં બંધનને સેવો છો. અત્ર બંધનની વ્યાખ્યા ઉપર જેને બંધન કહેલ છે તેથી જુદી છે. અર્થાત્ અત્ર એવી વ્યાખ્યા કરી બંધન શબ્દ મુકેલ છે કે—પ્રચલીત રૂઢીનો અથવા તે કરીએ છીએ તેજ ઠીક છે એવા બંધનને આ પ્રકારનું બંધન તમારી ઉન્નતિના ક્રમનાં વિઘ્નકારી છે. તેથી તેવા બંધનનો ત્યાગ કરવો અગત્યનો છે, અથવા બંધનનો ત્યાગ કરી સત્ય ક્રિયા કે જેને તમો ખરેખર સત્યરૂપે કરવા યોગ્ય છે એવું જાણો છો તેને આદરો કે તત્કાલ તમને સુખનું ભાન થશે. અજ્ઞાનતાએ કરીને ઉપરના બંધનને તમો તજી શકતા નથી અને તેથી તમે તમારૂં ખરૂં હીત સાધી શકતા નથી અને આવા બંધનને તમો સ્વીકારો છો અને તમારા અંતઃકરણને દુર્બળ બનાવો છો આમ છતાં તમારા વિકાસમાં તેમજ ઉન્નતિમાં પણ વિલંબને સેવો છો. આમાં બંધનને જ્યાં સુધી નીવારવામાં નહિ આવે ત્યાં સુધી અંતઃકરણમાં ખરૂં બળ પણ પ્રકટ થશે નહિ. આવાં બંધનોએ જગતમાં કેટલા બળનો નાશ કર્યો છે તે જગતમાં કોણ સમજી શકે તેમ છે ?

સ્વતંત્રતા મેળવવા માટે અંતઃકરણમાં જે બળની જરૂર છે તે બળ આવા બંધનના સેવનથી નાશ થાય છે અને જ્યાં સુધી અંતઃકરણમાં બળ પ્રકટતું નથી ત્યાં સુધી જ્ઞાન તથા યથેચ્છ સુખની પ્રાપ્તિ થતી નથી. મનુષ્યને આવા બંધન પણ શોક તથા ભયના વિચારને લઇનેજ થઇ ગયેલ હોય છે તે આ પ્રકારે કે—અમુક હું કરીશ તો મારી હાંસી તો નહિ થાય ને અથવા અપવાદ તો નહિ આવે એ આદિ અનેક પ્રકારે મનુષ્યનું મન અવ્યવસ્થીત રહે છે. કોઈ પણ કારણુ વિનાના નિશ્ચયો અનેક પ્રકારે મનુષ્ય બાંધે છે. તેના હેતુનો બુદ્ધિમાન્ વિચાર કરે છે ત્યારે અંદર કશુંજ તત્વ હોતું નથી તેમ છતાં કરવા યોગ્ય ક્રિયા ન કરવા યોગ્ય મનાયલી વાતને લઇને તેઓ કરવાની હીંમત કરી શકતા નથી. કદાચ તેમાંથી વિકાસ અગર ઉન્નતિ થાય તેમ હોય તોપણ પ્રયોજન વિનાની ક્રિયા કરી સામર્થ્યમાંથી ઘટાડો કરે છે. સુક્ષ્મપણે અવલોકન કરતાં જણાય છે કે મનુષ્ય અનેક ક્ષુદ્ર બંધનને સેવે છે અને યોગ્ય ક્રિયા સાધતો નથી અને તેથી આ જન્મની ઉન્નતિ સાધી શકતો નથી તેમજ કર્મ બંધનને પણ વધારતોજ જાય છે. જગત જો કે તત્વના, વિદ્યાના, કલાના, દેશોદય, સ્ત્રીશિક્ષણુ, બાલ કેળવણી, ગાયનકલા, શાસ્ત્રવિદ્યા વિગેરે અનેક બાબતમાં આગળ વધેલ છે પણ આવા ક્ષુદ્ર બંધનને તોડવા હજુ જોઇએ તેવું કોઇ ભાગ્યેજ સમર્થ થાય છે.

આવા પ્રકારની બાહ્ય સ્થુલ સ્વતંત્રતા પણ હજુ તે મેળવવા જ્યારે જગત આગળ હાલમાં વધેલ માલમ નથી પડતું તો પછી પૂર્ણ સ્વતંત્રતા મેળવવા તો ક્યાંથી આગળ પ્રયત્ને વધેલ હોય! પૂર્વે કદાચ બને જગત તે બાબતમાં આગળ વધેલ હશે પણ ચાલુ સમયમાં તો જગત તે બાબતમાં પછાતજ માલમ પડે છે. કદાચ કોઇ વીરલા પુરૂષો પ્રયત્નને સેવતા હશે પણ સર્વ સામાન્ય આવા સ્થુલ ભયજ જ્યાં સુધી મનુષ્યનું અંતઃકરણુ કારણુ કરે છે ત્યાં સુધી તે દુર્બલ મનનોજ છે તેથી અનેક નીરોગ બાળ-

તેમાં પણ તે લોક ભયથી ડરી આગળ વધી શકતો નથી. દાખલા તરીકે-ધારો કે એક મનુષ્યને રૂપાની થાળીમાં નીસ જમવાની ઇચ્છા છે તેમજ તે પ્રમાણે કરવાને તે શક્તિમાન છે તેમજ તેની પાસે તે ચીજ પણ છે છતાં તે લોક ભયથી ડરી તેમ કરતો નથી. જો કે તે કોઇ પણ જાતના દોષરૂપ નથી તોપણ અજ્ઞાન લોક ભયથી ડરી આમ પોતાનું ધારેલ કાર્ય નથી કરતો. કહો આથી શું વધુ મનુષ્યની નીર્બળતાને દાખલો આપીએ? મનુષ્યોને પોતાની વૃત્તિઓ અનેક નિર્દોષ ક્રિયા કરવાને હોય છે તોપણ તેમના મનની દુર્બળતાને લઇ પાછો પડે છે. નિર્દોષ ઇચ્છાઓથી અનેક બળનો ક્ષય થાય છે અને ઉન્નતી થઇ શકતી નથી. માટે આવા બંધનને તોડવાજ અને પોતાની નિર્દોષ ઇચ્છાઓને ક્રિયામાં મુકવા. લોક ભયનો વિચાર તો મનમાં રાખવો નહિ એટલે કે લોક ભયને ત્યજવો અને આવા બંધનોનું સેવન ન કરવું પણ પોતાની નિર્દોષ ઇચ્છાઓનું ઘણાજ ઉત્સાહ, વેગ, આગ્રહ વિગેરેથી સેવન કરી પાર પાડવી. કર્મનાં બંધનજ એકલાં મનુષ્યને હાની કરે છે એમ નહિ પણ આવાં પ્રકારનાં લોક બંધન પણ મનુષ્યના ઉન્નતિ તેમજ વિકાસક્રમમાં હાનીને કરે છે એ ઉપર્યુક્ત સત્ય સિદ્ધ થયું. મનુષ્યનું સર્વોત્તમ હિત કરનાર સદા તેનું આંતરજ છે. તે કદી અહિતકરને પ્રગટ કરતું નથી. નિરંતર તે તો હિતકર ઇચ્છાઓજ પ્રગટ કરવા પ્રયત્ન કરે છે. આમ છે માટેજ અંતર નિર્દોષ ગણાય છે અને તેથી તેની ખરી નિર્દોષ ઇચ્છાઓને અટકાવવી એ મહા પાપ છે. બહારના સંબંધને લઇને ખોટી વૃત્તિ કરવા તરફ મન આકર્ષાય છે પણ તે ઉપલક વિચારજ હોય છે. ખરેખર અંતર તો અંદરથી ડંખે છે. આવે વખતે અન્ય સંબંધીએ બેવડિ રીતે તેને હિતબોધ આપવો ઘટીત છે. કેટલીક વખતે અમુક અંશે લોકભય હિતકર હોય છે પણ તે દરેક બાબતમાં તો નહિજ. નિર્દોષ ઇચ્છાઓને પાર પાડવામાં જો લોકભયથી અટકાવજ થતો હોય તો તેનો ત્યાગજ કરવો.

અયોગ્ય પ્રકારે વર્તવાથી, અઘટીત માર્ગે વહન કરવાથી કાંઈ સ્વતંત્રતા મળી શકતી નથી અથવા એવું કૃત્ય કરી કહેવું કે હું મારી સ્વતંત્ર ઇચ્છાને પોષુ છું તે તદ્દન ખોટું છે. તે ઇચ્છાઓ તે સ્વતંત્ર ઇચ્છાઓ નથી પણ કર્મના બંધનરૂપ હોઇ પરતંત્ર ઇચ્છાઓ છે એટલે કે નીચ કર્મોદયને લઇને તેવી ઇચ્છાઓ થાય છે. ભલેને તે કર્મને તોડી ખરેખર સ્વતંત્રાજ પ્રાપ્ત કરવી છે તો આવી અયોગ્ય ઇચ્છાઓને દાબી દેવી. આ જગતના સર્વે પદાર્થના સંબંધેજ કરી કંઇ પૂર્ણ સ્વતંત્રા મેળવી શકાય નહિ. જેવા કે ધન, ગૃહ, સગાં, સંબંધી, સ્ત્રી, પુત્ર આદિ પરિવાર સ્વતંત્રતા મેળવવાને માટે તો મુળ ગુણ, જ્ઞાનદર્શન અને ચારિત્રરૂપ ત્રણ રત્નનુંજ સેવન કરવું જોઇએ તેજ આદરણીય છે, કારણ કે ખરેખર સ્વતંત્ર આત્માજ છે અને તેના મુળ ગુણનાજ સેવનથી તે નાભાકૃતિ રમતી રાખવાથી અને તેનોજ સાર ગ્રહણ કરવાથી ખરી સ્વતંત્રતા મળે છે. તેમજ આ જન્મ પણ સુખમાં આનંદમાં અને શાન્તિમાં પસાર થાય છે, ઉચ્ચ તત્વ પ્રાપ્ત થાય છે અને એજ પ્રમાણે નિવૃત્તિથી અંતે શુદ્ધતત્વ, પરમતત્વ પ્રાપ્ત થાય છે ત્યારેજ આત્મા કોઈ પણ બંધન વિનાનો હોય છે. ત્યાંજ તે ખરે જ્યોતી રૂપે સ્થીત થાય છે અને પોતાના મુળ સ્વભાવિક ગુણમાંજ રમણતો તન્ન હોય છે. અંતરમાંથી સ્ફુરેલ ક્રિયાજ નીર્દોષ હોય છે કારણ કે તેને કોઇની પરવા હોતી નથી. એજ ક્રિયા કરવાથી લાભ તેમજ હીત થાય છે અને તેથી બળ વધે છે-સામર્થ્ય વધે છે. જેઓને અંતર આત્મામાં વિશ્વાસ નથી તેઓજ ઉન્નતિને સાધી શકતા નથી.

જેઓ આ બહારના સ્થૂલ પદાર્થ ઉપર આધાર રાખે છે કે જે પદાર્થ કદી પણ પૂર્ણ સુખમય છે નહિ કે જેથી સુખને ને ઉન્નતિને અર્પિ શકે તેથી તેઓ વિકાસને ન સાધે એમાં શી નવાઈ! અંતરઆત્મા ઉપર સંપુર્ણ વિશ્વાસ રાખો. તત્ર તે સંબંધે શંકાનું સ્થાન ન આપો. તમારી સર્વ ઇચ્છાઓ તેનાજ આશરામાં સિદ્ધ થાય છે. એના આશરાથી ભય પામવાનું કંઈજ કારણ નથી. તે પ્રેમ સ્વરૂપ છે ને તમારા અંતઃકરણનું બલ જાણે છે અને તે પ્રમાણે તમો કરી શકો તેટલાજ સામર્થ્યની ઇચ્છિા પ્રકટાવે છે અને તેથી તે ઇચ્છાને પાર પાડવી એજ હિતસ્પદ છે. આત્માજ પૂર્ણ સ્વતંત્ર છે તેથી તમે તેના નીકટના સંબંધને સેવો તો તમે પણ તેજ ગુણને પ્રાપ્ત કરો તેમાં શી નવાઈ! નાનું બાળક જેમ માતાથી વેગળું હોય છે ત્યારે ભયને પામે છે પણ નીકટમાં તો નીર્ભયનેજ ધારણ કરે છે તેમજ તમો પણ આત્માના નીકટ સંબંધેજ નીર્ભય રહી શકો તેમ છો અને જો તેના સંબંધથી દુર ને દુર નાસશો તો ભયજ તમારામાં વાસો કરશે. જે બંધન સેવવાથી કશો લાભજ નથી એવાં કર્મરૂપ બંધન તેમ જગત વ્યવહારરૂપ બંધનને સેવી કયો બુદ્ધિમાન ઇપ્સીતાર્થ સિદ્ધ કરી શકે તેમ છે? લૌકિક ઉન્નતિ તેમજ વિકાસ જગતના વ્યવહારિક બંધન તોડી તમારા બળ ઉપર ઝુઝુમતા હશો તોજ મળશે; તેમજ અલૌકિક સુખ, અનંત સુખ, આનંદ, અનંત સંપત્તિ, નીરાબાધ સુખ પણ કર્મ બંધનને તોડવાથીજ મળશે. તમે જે નીર્દોષ ક્રીયાને સેવસો તે તમારૂ હિત કરશે એટલુંજ નહિ પણ અન્યનું અહિત કરવા સમર્થ થઈ શકે તેમ નથી કારણ તમારી ઇચ્છિા અન્યનું અહીત કરવા પર નથી અર્થાત્ તમે કોઈનું પણ અહીત ઇચ્છતા નથી. આ સાથે લક્ષમાં રાખવા લાયક બાબત એ છે કે સત્સમાગમ, સદ્ગુરૂનો મેળા અત્ર યથેચ્છ લાભને પ્રાપ્ત કરવા અર્થે વધુ હીતકર હોઇ શકે તેમ છે. માટે તમો વિવેકી તેમજ વિનયી બની સત્સમાગમથી સદ્ગુરનું સેવન કરતા રહેશો. સજ્જન પુરૂષો કોઇના અહિત કરવા તરફ હોતા નથી તેમજ જ્ઞાનવંત હોઇ અયોગ્ય ઇચ્છાઓને પણ પોષતા નથી તમે પણ તેમના સંબંધેજ અત્યંત લાભ મેળવશો અને આ રીતે તેમનો સંબંધ હીતકર નીવડશે. ક્રોધ, મોહ, દ્વેષ, આદિ દુર્ગુણોને ત્યજી સદ્ગુણો જેવા કે પ્રેમ, સંતોષ, સદ્ ઉદ્યમ આદિનું સેવન કરો. અંતઃકરણને બળવાન બનાવો. દુર્બળતાનો નાશ કરો. તેવા વિચારને તમારા હૃદય પ્રદેશમાં સ્થાન આપશો નહિ અને નિશ્ચય માનજો કે એથી તમારો ઉદયજ, ઉન્નતિજ થશે.

પ્રિય વાંચક! આ વિષય ગહન હોઇ ઉપલક વાંચી જવાથી તેનું રહસ્ય સમજાય તેમ નથી માટે તેનું મનન પૂર્વક તમારા અંતર આત્માના ઉંડાણ પ્રદેશમાં ઉતરી વિષયનું રહસ્ય જાણવા પ્રયત્ન કરશો. તમો તે જાણવા સમર્થ છો પણ ઉપર્યુક્ત તેનું અંતર આત્મામાં મનન કરવાથીજ.

અત્ર વિષય તાત્પર્ય એ છે કે—વ્યવહારનાં તેમજ મનનાં બંધનને સેવી તમારી ઉન્નતિને ગુમાવતા નહિ. નિર્દોષ ક્રિયા કરતાં સંકોચાવું નહિ, વિવેકનું વિસ્મરણ ન કરવું; તેમજ સમુદાય અને જનસંગને અહિતકર ન હોય અથવા તેવા કૃત્યથી અન્યનું અહિત ન થતું હોય તેવા કૃત્યોનું સ્વતંત્રપણે પાલન કરવું. સ્થિતિ તેમજ સમયનો વિવેક પણ રાખવો, પ્રિય વાંચક! વ્યવહારિક તેમજ કર્મનાં બંધનને તોડવા પ્રયત્નને આદરો ને તમારા જીવનની, મનુષ્ય જન્મની સાર્થકતા કરો.

# काव्य कुंज.

## स्तवन.

( લેખકઃ મી. હરિ. કુંજવિહાર ચકલાશી. )
(મ્હેમાન...... એ લય.)

હે નાથ તમે મુજ સ્વામી,
તારો મને આ ભવથી (૨)
પ્રભુ આપો તમારી સેવા, ભક્તિ કરવા દ્યો દેવા;
આપી શીઘ્ર વધુ મેવારે. તારો૦
પ્રભુ સાચા તમે છો સ્વામી, મુને દ્યો ગુણ અંતરજામી;
નથી આપ (માં) કૈં ખામીરે. તારો૦
વાલમજી વ્હેલા વળીએ, 'હરિ' હાથ પ્રભુએ ગ્રહીએ;
(જેથી) પાપ સરને આળોધએરે. તારો૦

## मदद् करने मदद् करने.

( "ધાયનેબર" નામના ઈંગ્લીશ કાવ્યના આધારે. )
રચનાર–મહેતા મગનલાલ માધવજી–જૈન બૉર્ડીંગ–અમદાવાદ.

**કવ્વાલી.**

હૃદયમાં અધિથી ચકચુર, શરીરે વ્યાધિથી ભરપુર;
નથી આરામ લવલેશજ, નથી આધાર કંઇ જેને;
ભમે જે દુઃખનો માર્યો, નહિ સુઝ કંઇ પડે જેને,
ખરેખર સ્નેહી તે તારો, મદદ કરને મદદ કરને. ૧
ગમડતો હા ! ગરીબ પેલો, થયેલો બોડથી ભારે;
ક્ષુધાના ઉગ્ર તાપે જે, થયો દુર્બળ શરીરવાળો;
ગૃહે ગૃહે અટન કરતો, અરે જે અન્નને માટે,
ખરેખર મિત્ર તે તારો, મદદ કરને મદદ કરને. ૨
અહો ! ઓ ! જીર્ણ જન પેલો, વળી ગઇ છે કમર જેની,
થયો જે ભક્ષ વ્યાધિનો, ઉપાધિ જેહને વળગી;
ગણે જે વર્ષ પોતાનાં, થયાં ગાત્રો શિથિલ જેનાં,
ખરેખર બન્ધુ તે તારો, મદદ કરને મદદ કરને. ૩
સંબંધીથી વિખુટો જે, નિરાશ્રીત એકલો ભટકે,
ગરીબડી ગાય વિધવાઓ, સકળ સુખથી વિહીન જેઓ.
બીચારાં છોકરાં જેઓ, પીતામાતાથી વિહીનરે,
ખરે તે તો કુટુમ્બીઓ, મદદ કરને મદદ કરને. ૪
દુઃખી નિર્ભાગી ગુલામો, ગુલામીમાં મચ્યા જેઓ,
પરાધીન છે વિચારોમાં, શરીર પણ બેડીમાં જેનું;

નહિ આશા કંઇ જેને, મરણુ જેનું સમીપજ છે,
ખરેખર ભ્રાત તે તારો, મદદ કરને મદદ કરને. ૫
મનુજ તું જો કદી દેખે, ઉતરતો તુજથી કંઇ માં;
દશાનો છે થયો જે ભક્ષ, નશીબે જેહને પટક્યો,
વિવેકી થઇ વિચારી જો, અરે તે ક્ષુદ્ર[1] પ્રાણી છે,
ખરેખર બાંધુ તે તારો, મદદ કરને મદદ કરને. ૬
નહિ તરછોડ નાહ તરછોડ, અદા કર ફરજ તારી તું,
વિસામો થા દુઃખીનો તું, લઇ કંઇ ભાગ દુઃખમાં તું;
દુઃખીને આપજે ઓસડ, નિરોગીને ન આપીશ તું,
થઇને એમ કૃત કૃત્ય, મગનમાં તું સદા રહેજે. ૭

## दैव प्रतिकुळ अष्टक.

(લેખક પાનાચંદ જેચંદ, ઝવેરી બજાર મુંબાઇ.)

દેખો ભાઇ ખરા વિકલ સંસારી—એ દેશી.

દેખો ભાઇ કર્મતણી ગતિ ન્યારી,
શત્રુ સકળ જન થાય પલકમાં;
ભાગ્ય દશા બલિહારી, દેખો ભાઇ—એ ટેક.
નિર્મળ હોય કલંકીત જગમે,
ઘર ઘર માન ખુવારી;
મિત્ર કુમિત્ર થાય પ્રિયાનિજ,
અન્ય પુરૂષકી યારી. દેખો ભાઇ. ૧
સકળ સંબંધ પ્રતિકુળ ભાસે,
નિર્ધન આતહી લાચારી;
ઠામ મળે નહીં શાન્ત થવાનો,
દુઃખ સાયર સંસારી. દેખો ભાઇ. ૨
સજ્જન હોકે જગમાં ફીરતે,
ચોરાદિક સહુ ધારે;
વધ બંધાદિક ભયકી આપદ,
કોણુ કરમકું વારે. દેખો ભાઇ. ૩
નાચ નચાવે નાટકીયા પરે,
લજ્જા હિન બનાવે;
કોણુ ટકી શકે કર્મ દાવા નલે,
હરિ[2] હરને[3] હંફાવે. દેખો ભાઇ. ૪
સત્યવંત હરિચંદ, તારામતિ,
ચંદન રાય કરાવે;

[1] ...ખી, અભાગી. [2] ઇંદ્ર. [3] મહાદેવ.

સાયર નીર સતિ મલયાગિરી,
કાયગલ[1] ભાન ભુલાવે. દેખો ભાઇ. ૫
રાણી અંજના વન ભટકાવે,
કલાવતિ કરને કટાવે;
સુદરનિને આળ ચડાવે,
કર્મ શું રેંટ ફિરાવે, દેખો ભાઇ. ૬
ગ્રહ અવળા મતિ અવળી થાવે,
લાભ ત્યાં હાની જણાવે;
વિશ્વાસી થઇએ જેના તે,
તુરત કલેશ કરાવે. દેખો ભાઇ. ૭
સુખિયા પરની પીડ ન જાણે,
જાણે પ્રસુતા નારી;
અનુભવ ગમ્ય વિચાર કરે તવ,
પાનાચંદ ભય ભારી. દેખો ભાઇ. ૮

## अथिर संसार.

અત્યંત ઉપદેશિક હોવાના લીધે પ્રાચિન કૃતિ ઉપરથી

**( સંશોધક;-દિલખુશ. જી૦ શાહ, આણંદપુરવાળા મુ. પાલીતાણા. )**

શ્રી જૈનધર્મ જાણી કરી, ભવિ બુઝોરે,
આ સંસાર અસાર, ભવિક પ્રતિ બુઝોરે; એ ટેક.
સાર નહિ ઇણુમેં કિસ્યો, ભવિ૦ દુઃખનો એ ભંડાર. ભવિક૦ (૧)
અથિર પદાર્થ ઉત્પન્યા, ભવિ૦ દિસે તે સહુ જાય; ભવિક૦
જલ પર્પોટાની પરે, ભવિ૦ ક્ષણમેં ખેરૂ થાય. ભવિક૦ (૨)
ધન ધન કરતા સૈ ગયા, ભવિ૦ ધન ન ગયું કિણુ સાથ; ભવિક૦
કોણ રાણા કોણ રાજવી, ભવિ૦ ગયા પસારી હાથ. ભવિક૦ (૩)
કાયા પણ આ કારમી, ભવિ૦ વિણસંતા નહિ વાર; ભવિક૦
સડે પડે ક્ષણ એકમાં, ભવિ૦ જેમ સનત્ કુમાર. ભવિક૦ (૪)
નારી એ છે માહરી, ભવિ૦ મન કો જાણે એમ; ભવિક૦
નિજ સ્વારથ અણુ પુગતે, ભવિ૦ તોડી નાખે પ્રેમ. ભવિક૦ (૫)
સ્નેહ ઘણો માયડી તણો, ભવિ૦ જીવ થકી પણ હોય; ભવિક૦
ચુલ્લણી માંડયો મારવા, ભવિ૦ બ્રહ્મદત્તને જોય. ભવિક૦ (૬)
વાલો લાગે પુત્રને, ભવિ૦ જન્મ સંબંધે બાપ; ભવિક૦
અવયવ છેદ્યા પુત્રના, ભવિ૦ કનકકેતુ કિયો પાપ. ભવિક૦ (૭)
પિતા પુત્રને કારણે, ભવિ૦ સુખના કરે ઉપાય; ભવિક૦
વૈર વશે નૃપ કોણિકે, ભવિ૦ હણીઓ શ્રેણિક રાય. ભવિક૦ (૮)

---
૧ હસ્તી સરખાનું.

નેહ ન કીજે કારમો, ભવિ૦ કિણહીશું ચિત્ત લાય; ભવિક૦
વાલ્હા તે વૈરી હુવે, ભવિ૦ તાય, ભાય કોણ માય. ભવિક૦ (૯)
મનુષ્ય જન્મ પામી કરી, ભવિ૦ છોડી સયલ ઉપાધિ; ભવિક૦
દુઃખકારક જાણી સહુ, ભવિ૦ મનમાં ધરો સમાધિ. ભવિક૦ (૧૦)
માનવ જન્મ દુર્લભ છે, ભવિ૦ વલી **જિનભાષિત ધર્મ**; ભવિક૦
સામગ્રી પણ દોહલી, ભવિ૦ તજવો મિથ્યા ભર્મ. ભવિક૦ (૧૧)
આવખું સો વર્ષનું, ભવિ૦ અર્દ્ધ રાત્રિમાં જાય; ભવિક૦
તદર્દ્ધ બાળ યુવાનમેં, ભવિ૦ જરા વ્યાધિ દુઃખ માંય. ભવિક૦ (૧૨)
નિષ્ફળ જાયે આવખું, ભવિ૦ **ધર્મ** વિના ઇણ રીત; ભવિક૦
પણ પ્રાણી જાણે નહિ, ભવિ૦ મોહ મગન મદ પ્રીત. ભવિક૦ (૧૩)
એક જનમ સુખ કારણે, ભવિ૦ નરકાયુષ કલ્પાંત; ભવિક૦
તો કિમ પાતક કીજીયેં, ભવિ૦ ભય છાંડી નિચાંત. ભવિક૦ (૧૪)
પાતકના ફલ પાડુઆ, ભવિ૦ જન્મ મરણ દુઃખ હોય; ભવિક૦
ભમે ઘણો સંસારમેં, ભવિ૦ શરણ ન થાયે કોય. ભવિક૦ (૧૫)
શરણું એક **જિનધર્મનું**, ભવિ૦ મ્હોટો એહ મહંત; ભવિક૦
જેહથી દુર્ગતિ નવિ પડે, ભવિ૦ પામે સુખ અનંત. ભવિક૦ (૧૬)
**ધર્મ** કરો જેમ નિસ્તરો, ભવિ૦ કહે **સદ્‌ગુરૂ** એમ; ભવિક૦
ધ્યાન ધરો નિજ હર્ષશું, ભવિ૦ જિમ પામો સુખ ક્ષેમ. ભવિક૦ (૧૭)

# મહાત્માના વચનમાં પણ અપૂર્વ સત્ય સમાયેલું છે.

( મી. હરિ. કુંજવિહાર ચકલાશી )

આજના સુધારાના સમયમાં જેમ આપણા મહાન્ પૂર્વજોમાં ગુરૂ શ્રદ્ધા–એટલે કે ગુરૂઓના વચન ઉપર અત્યંત શ્રદ્ધા–હતી તેવી શ્રદ્ધા ભાગ્યે થોડા માણસોમાંજ હોય છે. અલબત ઘણા ભાવી પુરૂષો હશે–ઘણા ભક્તો હશે પણ આગળની શ્રદ્ધા–ખરા અંતઃકરણની શ્રદ્ધા કવચિતજ હાલમાં માલમ પડે છે. હાલના જમાનાના સુધરેલા ગૃહસ્થો જેને ગુજરાતનો ગાડરીઓ પ્રવાહ કહે છે તેવીજ શ્રદ્ધા વિષે હું બોલું છું તેઓ જણાવે છે કે આજના જમાનામાં આપણા ગુજરાતી બંધુઓ ધર્મમાં અંધ શ્રદ્ધા રાખીનેજ બધા વિષયોમાં આગળ પડે છે. જે જે કામો તેઓ કરે છે તે તે બધળાં કામો પોતાની ઇચ્છા વિરૂદ્ધ પણ રૂઢીને અનુસરીને તેઓ કરે છે. હું આ બાબત વિષે કાંઇ પણ ચર્ચા ચલાવતો નથી પણ ગુરૂઓ જે જે વચન કહે છે તેમાં અતુલ ગૂઢ રહસ્ય સત્ય સમાયેલું છે તે વિષે હું બોલવા માગું છું. આ વિષે હું એક મ્હારા અનુભવની અને એક પ્રસંગે બનેલી ખરી વાત કહેવા માગું છું તે નીચે પ્રમાણે છે.

એક સમયે એમ બન્યું કે એક શેઠ લોટો લઇને ભાગોળે ગયા હતા. આ ગામની એક બાજુએ એક ન્હાનો ઝરો વહેતો હતો. ભાગોળેથી પાછા વળતા પોતાના હાથ પગ ધોવાને અને લોટો માંજવાને તેઓ ઝરામાં ઉતર્યા. ત્યાં કીનારા ઉપર તેઓ લોટો માંજ-

વાના કામમાં પડયા હતા તે સમયે એક સાધુ યોગી પણ ઝરાના તટે પોતાનો લોટો માંજતા હતા. શેઠને સંત-સાધુ-યોગી પુરૂષમાં પુષ્કળ શ્રદ્ધા હતી. તેમના દરેક વચનમાં ઘણું સત્ય સમાયેલું છે તે તે શેઠ ખરા મનથી માનતો હતો. હવે એમ બન્યું કે ઝરાની તટે એક બગલો એક પત્થર ઉપર સંભાળથી પોતાની ચાંચ ઘસતો હતો. વચમાં વચમાં થોડું થોડું ઝરામાંથી પાણી લઇને આડી ને સીધી બરોબર રીતે પોતાની ચાંચ બગલો ઘસતો હતો. આથી તે મહાત્મા જે લોટા માંજતા હતા તેમના મુખમાંથી અચાનક નીચેના શબ્દો નીકળ્યા:-

" ઘસત ઘસત તુમ બ્હોત ઘસત હૈ,
ઘસત લેકર પાણી;
કીસ કારણ તુમ બ્હોત ઘસત હૈ,
ઓહી વાત મેં જાણી,
રામા ! ઓહી વાત મેં જાણી. "

આ શબ્દો સાંભળી શેઠે વિચાર કર્યો કે આ સાધુ મહારાજ મ્હારા વિષે બોલ્યા માટે મ્હારે તે મનન કરવા લાયક છે. આવું સમજી શેઠે તો તે દુહો મોઢે ગોખવા માંડયો અને રસ્તામાં જતાં જતાં તેમને તે શબ્દો મોઢે થઇ ગયા અને ઘેર ગયા ત્યાં નાહતાં ધોતાં બેસતાં ઉઠતાં આના. આજ શબ્દો બોલવા લાગ્યા ઘરના માણસોએ જાણ્યું કે શેઠ તો ગાંડા જેવા થયા છે અને લવરી કર કર કરે છે.

હવે એમ થયું છે કે શેઠને ત્યાં બે સ્ત્રીઓ છે; તેમાં એક નવી અને બીજી જુની. પોતાની જુની સ્ત્રીથી કાંઇ સંતાન ન હોવાને લીધે શેઠે ફરીથી લગ્ન કર્યું હતું. સ્વાભાવિક એવો નિયમ છે કે જુની સ્ત્રી કરતાં નવી સ્ત્રીનું ઘરમાં ચલણ વધારે હોય છે અને જ્યાં એકથી વધારે સ્ત્રીઓ ઘરમાં આવી કે તરતજ ઘરમાં કંકાસ થાય છે. જુઠાં સાચાં સાંભળવાં પડે છે. એક બીજાની સ્ત્રીઓ અદેખાઇ કરે છે અને પોતે સારી દેખાઇ બીજીને કયારે હલકી પાડું એવી તે દરેક સ્ત્રીઓને ઇચ્છા હોય છે. જ્યાં છોકરાંની વહુ કે દેરાણી જેઠાણી કે નણંદ ભોજાઇ વચ્ચે એવું હોય છે તો બન્ને શોકયો વચ્ચે જ્યાં એકજ ઘરમાં રહેવાનું હોય તેમાં કાંઇ નવાઇ નથી. આમ હોવાથી શેઠના ઘરમાં નવીનું ચલણ વધારે હતું અને જુનીને કોઇ હીસાબમાં ગણતું નહિ. આથી બીચારી જુની વૈરી રોજ પોતાની શોકયને કે શેઠને હેરાન કરવાનો લાગ શોધતી હતી. આમ ઘણા દીવસ વીતી ગયા પણ કાંઇ પણ લાગ જુનીને મળ્યો નહિ, ત્યારે તેણે શેઠના હજામ રામાને સાધ્યો. રામો બહુ બાહોશ હજામ હતો અને એવી સફાઇથી હજામત કરતો કે હજામત કરાવતી વખતે હજામત કરાવનારને ખબર નહિ પડતી કે રામાએ હજામત કરી છે. હવે ગાંયજાભાઇ ને તેમાં આવો હુશીયાર ગાંયજો તેમાં વળી કહેવું શું ? શેઠાણીએ રામાને બોલાવ્યો. ઓરડી ચાકરડી કને બંધ કરાવી અને સમજાવવા માંડયો. પૈસા દેખી મુનીવર ચળે તો ગાંયજાભાઇનો શો હીસાબ ? શેઠાણીએ રામાને રૂપીઆ પાંચસેની લાલચ બતાવી, અને કહ્યું કે જ્યારે તું શેઠની હજામત કરવા આવે ત્યારે એવી સફાઇથી શેઠના ગળા ઉપર અસ્ત્રો મુકી દે કે જે શેઠને ખબરજ પડે નહિ અને જો કામ સહીસલામત પાર ઉતર્યું તો રૂપીયા પાંચસેની પાપડી બંધાવીશ. રામો લલચાયો અને કામ પુરવાર કરવાનું વચન આપ્યું. વળી શેઠાણીએ સલાહ આપી કે વાત કોઇના કાને જાય નહિ ત્યારે રામાભાઇ બોલ્યા " વાહ વાહ ! એ શું બોલ્યાં ? વાત તે કાંઇ કોઇના મોઢે થાય ? એનો તમે ને હું બેજ જાણીએ."

ઉપર પ્રમાણે નક્કી કર્યા પછી રામો ઘેર ગયો. રવીવાર આવ્યો ને શેઠને હજામત કરાવવાની એટલે રામો સવારમાં બગલમાં કોથળી મારી મેડા ઉપર ચઢયો. શીયાળાનો દીવસ અને શેઠ, એટલે ટાઢ વાયજ. વાસ્તે અગાશીમાં ગયા. શેઠે ઝીણું ધોતીયું ઓઢ્યું અને હજામત કરાવવા બેઠા. રામો આજે પાંચસે રૂપીઆ મળવાના છે તેના વિચારમાંજ નીચે બેઠો. કોથળી છોડી, અંદરથી પથરી ને અસ્ત્રો કાઢયો અને અસ્ત્રો ઘસવા માંડયો. વચમાં પાણી લે અને અસ્ત્રાને ઘસે. આ વખતે શેઠના સુખમાંથી મહાત્માએ કહેલી કડી નીકળી.

"ઘસત ઘસત તુમ બ્હોત ઘસત હૈ."

રામાએ જાણ્યું કે મ્હારા વિષે કહે છે તેથી એતો મકલાતો મકલાતો ઘસવાજ લાગ્યો. હાથનાં આંગળાં ઉપર ધારને તપાસે ને અસ્ત્રાને ઘસે. વચમાં થોડું પાણી પણ લે એટલે શેઠે આગળ ચલાવ્યું—

"ઘસત ઘસત તુમ બ્હોત ઘસત હૈ,
ઘસત લે કર પાણી;
કીસ કારણ તુમ બ્હોત ઘસત હૈ."

આ શબ્દ સાંભળીને રામાનાં તો હાંજાજ ગગડી ગયા. તે વિચારવા લાગ્યો એ શેઠ શું કહે છે? રખેને વાત જાણી ગયા હોય. મ્હારા તો રૂપીઆના રૂપીઆ જશે ને છોકરાં વિના કારણ ભૂખે મરશે. છે મોટો શેઠ, ઓ તેમાં વળી દરબાર સરકારમાં લાગ વગવાળો! રખેને મામાની કોટડીમાં પુરાવે નહિ!

ત્યાંતો શેઠે ગાન વધાર્યુંજ તો:—

"ઘસત ઘસત તુમ બ્હોત ઘસત હૈ,
ઘસત લેકર પાણી;
કીસ કારણ તુમ બ્હોત ઘસત હૈ,
ઓહી વાત મેં જાણી;
રામા! ઓહી વાત મેં જાણી."

બિચારા રામાના હાથમાંથી અસ્ત્રો ને પથરી ભોંય પડી ગયાં. આખા શરીરે થરથર ધ્રુજવા લાગ્યો અને બોલ્યો:—

"બાપજી! એમાં મ્હારે શું? મ્હોટી શેઠાણીએ પાંચશે રૂપીઆ આપવાના કર્યા હતા તેથી હું લલચાણો, પણ હું શું જાણું કે તમે તે જાણતા હશો? બાપજી ફરીથી હું કદી આવું કરીશ નહિ? મને સરકારમાં લઇ ના જશો? કહેતા હો તો શેઠાણીને પણ પુછાવું?"

શેઠે ડાવકું મ્હોં રાખી બધું સાંભળ્યું. મનમાં સમજ્યા કે કાંઇ ગોટાળો છે. શેઠાણીનું નામ આવ્યું એટલે વધારે વ્હેમે ભરાયા અને ઘણો વધારે ચાંપવા વિચાર કર્યો. અને મનની વાત મનમાંજ રાખી બોલ્યા:—

"બોલ, હરામખોર! શું છે આ બધું? કહીદે સાચે સાચું નહિ તો બોલાવું છું. પટાવાળાને?

રામો ગભરાયો. જે વાત બની હતી તે અથથી ઇતિ સુધી કીધી અને શેઠને કરગરી પડયો. શેઠને દયા આવી અને જવા દીધો પણ સાથે ધમકી પણ આપી કે આવું કામ કદી પણ કરવું નહિ. પોતાનામાં શેઠે વિચાર કર્યો કે "વાહ ભાઇ, વાહ! શું મહાત્માની કૃપા! તેમના એક એક શબ્દમાં શું રહસ્ય રહેલું છે? જો તે મહાત્માના શબ્દો મેં સાંભ-

બ્યા. ન. હોત અને સાંભળ્યા પછી મોઢે ન કર્યા હોત તો હું આજે આ દુનીયા ઉપર હતો નહતો થઇ જાત! ધન્ય મહાત્મા ધન્ય! હું તમારા વિષે જેટલું માન ન રાખું એટલું ઓછું! બાપજી બધાને આમજ ઉપદેશ આપજો.”

આ વાત ઉપરથી શું સાર લેવો એતો વાંચકવૃન્દથી અજાણ્યું નથી તોપણ બે બોલ કહીએ તો પ્રાસંગિક કહેવાશે, જેને આપણે ધર્મઉપદેશક કહીએ, જેઓ સદા આપણી આપણા ધર્મની ઉન્નતિ કરવા તત્પર છે એવા મહાત્માના પછી ભલે તે ગમે તેવું કહે તોપણ વચનો ઉપર શ્રદ્ધા રાખવાથી અને તે સાંભળી તેને મનન કરવાથી આપણને માલુમ પડશે કે તેના એક એક અક્ષરમાં પણ ઘણુંજ સત્ય સમાયેલું હોય છે. ઉપરના જેવાં ઘણાંએ દ્રષ્ટાંતો શાસ્ત્રોમાંથી મળી આવશે અને તે ઉપરથી આપણને એમ જણાશે કે મહાત્માના દરેકે દરેક શબ્દમાં–તે અર્થવાળા હોય કે પ્રસંગ શિવાય બોલાયેલા હોય તોપણ તેમાંથી આપણને ઘણું શીખવાનું મળે છે.

જેઓ સુધારાવાળા થયા છે–જેઓનો મુખ્ય આશય બીજા ધર્મના શખ્સોને પોતાના ધર્મમાં લાવવા પછી ભલે તે ધર્મના સિદ્ધાંતો સમજતો હોય કે ના હોય પણ પોતાના જેવો કરવો તેવા લોકના કહેવા ઉપર બીલકુલ આધાર નહિ રાખતાં પોતાનાજ ધર્મના સિદ્ધાન્તોમાં કાળને અનુસરીને સુધારો વધારો–કરી પોતાના ધર્મને વધુ ને વધુ ફેલાવવામાં સઘળા મથે એવી આ લેખકની અંતઃકરણપૂર્વક વાચંકવૃન્દ પ્રત્યે પ્રાર્થના છે. પોતાનો ધર્મ સુધારો પોતાના કુટુંબીઓની–પોતાના સગા–વ્હાલાની–પોતાના મિત્રોની–અને પોતાની ન્યાત અને પછી પોતાના દેશની ઉન્નતિ કરવામાં દરેક માણસ મથે એવી વાચકવૃન્દને પ્રાર્થના કરવામાં આવે છે. આ ઉન્નતિ ક્યારે થાય કે જ્યારે પોતામાં પોતાના ધર્મ પ્રત્યે–પોતાના ધર્મગુરૂ પ્રત્યે પૂજ્યભાવ થાય ત્યારેજ અને તે પૂજ્યભાવ ક્યારે ઉપજે કે જ્યારે તે ગુરૂ મહાત્માના શબ્દો ઉપર આપણી પૂર્ણ શ્રદ્ધા હોય ત્યારેજ!!!

વાસ્તે હે પ્રિય વાંચક! તું ત્હારા ગુરૂ પ્રત્યે–ધર્મ પ્રત્યે–માનની લાગણીથી–અને પૂજ્યભાવથી–અપૂર્વ શ્રદ્ધાથી જો!!!

---

## कविता लखनार शोखिन महाशयोने प्रार्थना अने गुजराति पिंगळनो अनुवाद.

(લેખક પાનાચંદ જેચંદ—મુંબાઇ.)

વર્તમાનપત્રો, માસિકો, ચોપાનિયાં વિગેરેમાં આવતી કેટલીએક કવિતાઓ દ્રષ્ટિગોચર કરતાં મથાળે ત્રોટક, ભુજંગી, ઉપજાતિ, વસંતતિલકા વિગેરે છંદોનાં નામ આપવામાં આવે છે અને તે અક્ષરમેળ માત્રામેળ એમ બે પ્રકારે છંદ શૈલિથી તપાસતાં લખનાર મહાશય બિલકૂલ તે થકી અજાણ્યુ છે એમ સ્પષ્ટ જણાઈ આવે છે. અમુક માસિકપર કવિતા મોકલી આપનાર અને કવિતા દાખલ કરનાર બન્નેને છંદ શાસ્ત્રનું પુરતું જ્ઞાન હોય તો સોનું ને સુગંધ કહેવાય પણ અન્ય જનો પાસે નામીચાં અને સારા વિદ્વાનોના પરિચયવાળાં માસિકો વિગેરે હાંસીપાત્ર થાય તો શરમાવા જેવું છે. કદાચ લખનાર મહાશયોના ઉદ્ગાર મનોરંજક તથા અનુપ્રાસ મળતા હોય છે પણ છંદ નામ કર્યું તો છંદ શૈલીની પણ કાળજી રાખવાની જરૂર છે. છંદ શૈલીની માહીતી નથી ને તેવાજ રાગમાં કાવ્ય લખવું છે તો જરૂરથી છંદ

શબ્દને બદલે ચાલ એવો શબ્દ મુકવામાં આવે તો લખનારની બિલકુલ ભુલ ગણવામાં આવતી નથી જેમકે હરિગીત છંદ તેને બદલે હરિગીતની ચાલ એમ લખવું.

૨. સંસ્કૃતમાં કાવ્ય રચવાને માટે જુદા જુદા ગ્રંથો રચાયા છે તેમાંથી ઉધરી દલપતરામ કવિએ ગુજરાતી પીંગલ રચિ છે તેનો અનુવાદક અત્રે મહાશયોના લાભને માટે કિંચિત આપવામાં આવે છે.

**૩ પ્રથમ લઘુ ગુરૂની સમજણ.**

હ્રસ્વ= इ उ ને अकार એ લઘુ અક્ષર કહેવાય.
દીર્ઘ= ई ऊ ને आ એ ગુરૂ અક્ષર કહેવાય.

જેમકે ક ખ ગ કિ ખિ ગિ કુ ખુ ગુ એ સરવે લઘુ અક્ષર કહેવાય.

કા ખા ગા કી ખી ગી કૂ ખૂ ગૂ એ ગુરૂ અક્ષર કહેવાય.

એ પ્રકારે દરેક અક્ષરમાં સમજી લેવું પણ એટલું વિશેષ છે કે જોડા અક્ષરની પહેલાં જો લઘુ હોય તો લઘુના બદલે ગુરૂ થાય છે.

(ધર્મ) એ શબ્દમાં રેફને 'મ' જોડા અક્ષર તો તેના પહેલાં રહેલો લઘુ જે 'ધ' તેનો ગુરૂ થાય છે.

**લઘુ ગુરૂ ઉપરથી માત્રાઓની સમજણ.**

લઘુની એક માત્રાને ગુરૂને બે માત્રા ગણવી. માત્રામેળ છંદમાં માત્રાઓ ગણીને તપાસવી અને તેના [1]તાળ તપાસવા.

**આઠ ગણ[2] છપ્પો.**

માતાજી તે મગણ નગર તે નગણ પ્રમાણો,
ભોજન તે ભણ ભગણ જગાત જગણ વળિ જાણો.
સમતા તે ગણ સગણ યશસ્વી[3] યગણ ગણી જે,
રામજી ગણો રગણ તગણ તાતાર ભણીજે.

| | | | | | |
|---|---|---|---|---|---|
| ૧ | મગણ | માતાજી | ગુરુ | ગુરૂ | ગુરૂ |
| ૨ | નગણ | નગર | લઘુ | લઘુ | લઘુ |
| ૩ | ભગણ | ભોજન | ગુરૂ | લઘુ | લઘુ |
| ૪ | જગણ | જગાત | લઘુ | ગુરૂ | લઘુ |
| ૫ | સગણ | સમતા | લઘુ | લઘુ | ગુરૂ |
| ૬ | યગણ | યશસ્વી[3] | લઘુ | ગુરૂ | ગુરૂ |
| ૭ | રગણ | રામજી | ગુરૂ | લઘુ | ગુરૂ |
| ૮ | તગણ | તાતાર | ગુરૂ | ગુરૂ | લઘુ |

**પ્રથમ અક્ષર મેળ છંદ બનાવવાની રીત.**

ત્રોટક છંદ અક્ષર ૧૨ [4]સગણ ૪

પર નિંદ વિશે જન મૌન ધરે,
પર વિત્ત ખચિત્ત કદી ન હરે.
પર નારિવિકારિન દ્રષ્ટી કરે,
જયવંત સદા સુખ શ્રેષ્ટ વરે.

---

૧ દરેક માત્રા મેળ છંદમાં તાળ આવે છે તે માત્રા મેળ છંદ કહીશું.
૨ ત્રણ અક્ષર મળીને ગણ કહેવાય.
૩ જોડા અક્ષર પહેલાં લઘુ છે તે ગુરૂ થયો.
૪ લઘુ લઘુ ને ગુરૂ.

દરેક પાદમાં બાર અક્ષર ગણી લેવા, પછી ચાર સગણ કીધા છે તેના માટે પાંચમો ગણ જોવો તેમાં સમતા એમ છે તો બે લઘુને એક ગુરૂ (જે ઠેકાણે બે લઘુ ને એક ગુરૂ હોય ત્યાં સગણ છે એમ સમજી લેવું) એ પ્રમાણે ચારે સગણ સાથે આવે, ત્યારે ત્રોટકછંદ રચાય. ત્રણ અક્ષર મળીને ગણ કહેવાય એવા ચાર ગણના બાર અક્ષરે કરીને ત્રોટકછંદ રચી શકાય.

બીજા પાદમાં વિ અને ચિ એમને ગુરૂ માનવા. આગળ આવી ગયું છે કે જોડા અક્ષર પહેલાં જો લઘુ હોય તો લઘુનો ગુરૂ થાય છે. ત્રીજા પાદમાં ન લઘુ છે પણ ગુરૂ થાય છે. દ્ષી ગુરૂ છે પણ તે ઠેકાણે અર્ધચંદ્રાકાર ચિન્હ છે તે લઘુ જણાવવા નિમિત્તે મુકેલું છે કારણકે દષ્ટી શબ્દ દીર્ઘ ઇકારાન્ત છે. સંસ્કૃત કોશમાં આકારાન્ત, ઇકારાન્ત, દીર્ઘ ઇકારાન્ત, ઉકારાન્ત, દીર્ઘ ઉકારાન્ત દરેક શબ્દોમાં ખુલ્લુ જણાઈ આવે છે જેથી કરી દરેક શબ્દો ગોઠવવામાં સવળ પડે છે પણ ભાષામાં દરેક શબ્દને માટે કંઇ ચોક્સ કહી શકાતું નથી પણ ઉચ્ચાર થકી હ્રસ્વ ઇકારાન્ત કે દીર્ઘ ઇકારાન્ત વિગેરે લક્ષમાં લઇ ગોઠવવાની કાળજી રાખવી પડે છે. ( અપૂર્ણ. )

---

# दिलखुश उपदेशीक पद.

(૧)

( લેખક—ડી. જી. શાહ માણેરપુરવાળા મુ. પાલીતાણા. )

ઝુલણા છંદ.

ઉઠ ત્યા જીવડા જંજાળથી જાગીને, કેમ ઉંઘી રહ્યો અથિર જગમાં;
ક્યાંથી તું આવીઓ જાઈશ તું ક્યાં વળી, પ્રશ્ન પુછજે તુજ હ્રદયમાં. ઉઠ. ૧
સંસારના ખેલમાં સત્ય કયાં દેખતો, કાર્ય કીધું તે શું અહીં આવી;
લાડીને ગાડીમાં મોજ તું માણતો. અજ્ઞાનથી દુઃખને સુખ લાવી. ઉઠ. ૨
મોહ વૈરી તણા પાસમાં તું પડયો, માત પિતા અને પ્રેમી દારા;
ભ્રાત ભગીની વળી કુટુંબ 'આ મોહનું', બંધાવશે કર્મના તુજ ભારા; ઉઠ. ૩
સ્વાર્થે સૌ સાધવા પ્રેમ બતલાવતા, માન માયાની લગ્ની લગાડી;
લાગે અમૃત સમુ અજ્ઞાનતા ભાસથી, કર્મકે પાસ નાંખે ભમાડી. ઉઠ. ૪
જીવિત આ જાણ તું સ્વપ્નસમ લાગતું, સમય આવે જરૂર જાવું;
આવીને જમ તણું તેડુ ઉભુ રહે, તે સમે દુઃખ દરિએ ડુબાવું. ઉઠ. ૫
આવીઓ તે સમે એકલો તું હતો, છોડી પણ એકલા તારે જાવું;
ધર્મ એક આવતો મિત્ર પરભવ તણો, તે વિના કષ્ટ આવે અકારૂં. ઉઠ. ૬
કુટુંબ વૈભવને પરિવાર પ્રેમી સહુ, મુકીને જીવડો ચાલી જાશે;
ધર્મ કીધો નહિ લાભ લીધો નહિ, દ્રવ્ય અધર્મનું ધૂળધાણી થાશે. ઉઠ. ૭
પુણ્ય વિણ પ્રાણીઆ જમ તુને ઝાલશે, મુદ્‌ગરો મારશે કષ્ટો આપી;
અવનીમાં તે જઈ કામ ભુંડાં કર્યાં, પાસ અધર્મમાં નીતિને ઉથાપી. ઉઠ. ૮
કહે અલ્યા મૂરખા કામે તું શું ગયો, અહીંથી ધારીને મૃત્યુ લોકે;
ધર્મના મ્હાને તું ઠગ થયો જગતમાં, છોડીએ નહિ હવે રડીશ પોકે. ઉઠ. ૯
માટે વિચારીને હિત હૈયે ધરી, કર ધર્મની સેવના શુભ થાશે;
બુદ્ધ્યબ્ધિ સંગથી "દિલખુશ" આ કહે, ધર્મે સદા ભવદુઃખ જાશે. ઉઠ. ૧૦

## दंपती जोडुं.

( લે. પાનાચંદ જેચદ મુંબાઇ. )

( ગજલ ).

સંસારે સુખ દુ.ખોમા, પતિ પત્નિ સદા સ્નેહી;
રહે સમભાવમાં સાથે, પુરણ પુન્યે મળે જોડું. ૧
શુભાશુભ કર્મના લીધે, જીવન શાતા અશાતામા;
નચાવે દૈવ શુ કરવું, પુરણ પુન્યે મળે જોડું. ૨
પતિ નહિ અન્ય પત્નિથી, સતિ પણ તિમહીજ ધારે;
વહે વૃત્તિ સદા ધર્મે, પુરણ પુન્યે મળે જોડું. ૩
ઉંમર રાણા હતા કુષ્ટી, સતિ મયણાતણા સ્વામિ,
કસોટી હેમની કીધી, પુરણ પુન્યે મળે જોડું. ૪
મહિયારી વેશને ધારી, પતિનો સ્નેહ મેળવવા;
સુખી તે જોડલું જગમા, પુરણ પુન્યે મળે જોડું. ૫
સુધારે કતને નારી, સુધારે કંત નારીને;
વિશયવાન્છા કરે અળગી, પુરણ પુન્યે મળે જોડું. ૬
વિજય વિજયા અચળ કિર્તી, મનોબળ જેહનું જબરૂ;
ઇચ્છિત વસ્તુ મળે ક્ષણમા, પુરણ પુન્યે મળે જોડું. ૭

## माध्यमिक केळवणी.

( અનુસંધાન ગત અંક ૬ ઠ્ઠાના પાને ૧૯૨ મે થી. )

( લેખક એક શિક્ષક—ગોધાવી. )

*A man who takes up any-pursuit without knowing what advances others have made in it works at a great disadvantage.*

*De Quincey.*

ડી કવીન્સી કહે છે કે "અન્ય મનુષ્યોએ તે વિષયમાં કેટલી પ્રગતિ કરી છે તે જાણ્યા વિના જે મનુષ્ય કોઇ પણ કામ માથે લે છે તેને ઘણો ગેરલાભ થાય છે."

દરેક ધધાદારીએ પોતાના ધધામાં કુશળતા પ્રાપ્ત કરવા માટે તે ધધામાં જે મહાન સુધારકો અને વિદ્વાનો થયા હોય તેમના વિષે જ્ઞાન પ્રાપ્ત કરવું જોઇએ. તેઓએ પોતાના ધંધામાં જમાનાથી જે પ્રગતિ અથવા સુધારા વધારા થયા હોય તે વિષે માહિતિ મેળવવી જોઇએ. જ્યારે પ્રસ્તુત સત્ય દરેક ધંધાદારીને લાગુ પડે છે તો પછી શિક્ષણનો ધધો જેમાં પરોક્ષે વસ્તુ જે વિદ્યાર્થીના મન સાથે શિક્ષકને સબધ છે એવા અગત્યના વિષયમાં તો તે ખાસ આવશ્યક થઈ પડે છે. શિક્ષણનો અભ્યાસ ન કરેલો હોવાથી તે વિષયનાં મૂળતત્ત્વોના જ્ઞાનના અભાવે અશિક્ષિત untrained શિક્ષકની દૃષ્ટિ ટુંકી થઈ જાય છે. તે નજીવી બાબતને પ્રાધાન્ય આપે છે અને તેનું પરિણામ એ થાય છે કે અગત્યની બાબતો રહી જાય છે. અભ્યાસથી પ્રાપ્ત કરેલા જ્ઞાનના અભાવે તે ચીલામાં પડે છે અને તેનું શિક્ષણ યાંત્રિક અને

નિરસ થાય છે. ઘણીખરી બાબતોમાં તે એવી ભૂલ કરે છે કે જે ભૂલો શિક્ષણના નિયમો વડે ભૂલો તરીકે સિદ્ધ થઇ હોય છે. અન્ય કોઇ પણ વિષય કરતાં કેળવણીના વિષયમાં જે વસ્તુ ( બાળકનું મન ) સાથે શિક્ષકને કામ કરવાનું હોય છે તેની લાયકાતનો ખ્યાલ તેને હોવાની ખાસ અગત્ય છે. શિક્ષકને શિષ્ય વર્ગના મન સાથે અને મનને શરીર સાથે સંબંધ હોવાથી પરોક્ષ રીતે શિષ્ય વર્ગના શરીર સાથે પણ સંબંધ હોવાથી એ આવશ્યક છે કે શિષ્ય વર્ગની શારીરિક અને માનસિક શક્તિઓનો તથા જે નિયમાનુસાર તેમનો વિકાસ થઇ શકે તેનો ખ્યાલ હોવાની જરૂર છે. આથી દરેક શિક્ષકે માનસ શાસ્ત્ર Psychology નું ખાસ અધ્યયન કરવું જોઇએ. પ્રસ્તુત શાસ્ત્રના નિયમને અનુસરીને શિક્ષકે વિચારવું જોઇએ કે કઇ પદ્ધતિના ઉપયોગથી તે અલ્પ શ્રમે પોતાનું કાર્ય સિદ્ધ કરી શકે અને શિક્ષણને રસિક અને સરળ બનાવી શકે. પ્રસિદ્ધ વિદ્વાન લેન્ડન કહે છે કે "He who shortens the way to learning lengthens life." "જે શિક્ષક જ્ઞાન મેળવવાનો માર્ગ સરળ અર્થાત સંક્ષિપ્ત કરે છે તે શિષ્યની જીંદગી લંબાવે છે." જો શિક્ષણ પદ્ધતિસરનું ન હોય તો પરિણામ એ થાય છે કે વિદ્યાર્થી શ્રમિત થઇ કંટાળે છે અને શિક્ષકને પણ શ્રમ પડે છે. વિદ્યાર્થી શ્રમથી સુસ્ત થાય છે. જે શિક્ષક માર્ગના જ્ઞાન વિના આંખો મીચીને પ્રયાણ કરે છે તેને કંટાળવું પડે છે અને ઘણી મુશ્કેલીઓ સહન કરવી પડે છે. પોતાની ભૂલને સુધારવી પડે છે અને પ્રસ્તુત ભૂલોના અને તેના પરિણામરૂપ નિષ્ફળતાના અનુભવથી તેને વારંવાર શિક્ષણ પદ્ધતિમાં ફેરફાર અને સુધારો કરવો પડે છે. આ રીતે અનુભવ મેળવતાં તેનો ઘણો સમય નિરર્થક વ્યતિત થાય છે અને તે છતાં ઘણે સમયે પણ તેને લાભ બહુજ અલ્પ થાય છે. અંગ્રેજીમાં કહેવત છે કે "Experience teaches fools" "અનુભવ-મહાવરો મૂર્ખને શીખવે છે." અહિં અનુભવ શબ્દ-મહાવરા Mere practice ના અર્થમાં વપરાયેલો દૃષ્ટિગોચર થાય છે. કોઇ પણ બાબતનો અભ્યાસ કર્યા વિના તે કાર્ય કરવા ઘણા સમય સુધી યત્ન કરવો તેને મહાવરો practice એ નામથી વ્યવહારમાં આપણે ઓળખીએ છીએ. છતાં અનુભવ experience એ શબ્દનો કેટલાક લોકો ખોટો અર્થ કરે છે. તેઓ કોઇ પણ વિષયના મહાવરાના જ્ઞાન impiricism ને અનુભવ experience એ નામથી વ્યવહારે છે. આ ભૂલના યોગે empiric ઉંટ વૈદ્ય અને experienced અનુભવી બન્નેની સમાન ગણના થતી દૃષ્ટિગોચર થાય છે. આનું પરિણામ એ થાય છે કે શિક્ષણના અભ્યાસ પ્રત્યે ઉપેક્ષા સ્વાભાવિક રીતે થતી જોવામાં આવે છે.

' માર્ગ જાણ્યા વિના તે ( અજાણ્યા ) માર્ગે પ્રયાણ કરવું અને તે અજ્ઞાનના પરિણામ રૂપ સર્વ મુશ્કેલીઓનો અનુભવ મેળવવો અને ત્યારબાદ તેથી દૂર રહેતાં શીખવું તે કરતાં તે માર્ગના ભોમીયાની સલાહ પ્રમાણે વર્તવું એ સુજ્ઞ પુરૂષોને માટે વ્યાજબી અને હિતકર છે. સુજ્ઞ પુરૂષો અનુભવથી શીખવાને પસંદ કરતા નથી. તેઓ શરૂઆતથીજ તે વિષયને લગતી સર્વે ઉપયોગી બાબતોની માહીતિ મેળવે છે, જેથી તેમની મુસાફરી સરળ અને સુગમ થાય છે. શિક્ષણના વિષયમાં પણ ઉપરનું સત્ય યોગ્ય રીતે લાગુ પડી શકે છે. જો શિક્ષક અગાઉથી શિક્ષણ-શાસ્ત્રનું અધ્યયન કરીને તે પ્રમાણે મહાવરો પાડયો હોય તો તે પોતાની અગાઉ થઇ ગયેલા વિદ્વાનો અને સુધારકોના અનુભવ, ચતુરાઇ અને શોધનો લાભ પ્રાપ્ત કરી શકે અને પોતાના ધંધામાં જલદી સફળતા મેળવી શકે ! તે પોતે આનંદ મેળવી, શિષ્યવર્ગનો બોજો ઓછો કરી શકે ! પરંતુ આધુનિક સંયોગો જોતાં માધ્યમિક ( અને ખાસ કરીને આંગ્લ ગુજરાતી ) શિક્ષણના ધંધામાં કોઇ પણ પ્રકારની તાલીમની કે ધંધાને

લગતી બાબતના અભ્યાસની અગત્ય યોગ્ય રીતે મનાતી નથી. પ્રોફેસર લેન્ડન કહે છે કેઃ– The strange thing is that teaching is about the only art, which is supposed not to need earnest study and constant painstaking practice to learn efficiently. There are still many, it is to be feared, who see nothing in teaching beyond simply telling children what they have to learn, and who look upon knowledge of a subject as the only necessary condition for teaching it. No amount of earnestness or exertion will enable a person, who has not learned by laborious efforts how to do so, to paint a picture or play a musical instrument. Why should it be expected that teaching alone will come by intuition? And the matter becomes stranger still when we consider the immense importance of the issues at stake; and take into account the terrible waste of time and efforts and the mischief done to young minds as a result of bad teaching.

"એ વિસ્મયજનક છે કે માત્ર શિક્ષણનોજ ધંધો એવો છે કે જેમાં યોગ્ય જ્ઞાન મેળવવાને સતત અને ઉદ્યોગી મહાવરાની અને આતુર અભ્યાસની અગત્ય મનાતી નથી. એ ભયભરેલું છે કે અદ્યાપિ પર્યંત ઘણા મનુષ્યો છે કે જેઓ શિષ્યને શીખવવાના વિષયને તેની આગળ માત્ર બોલી જવા ઉપરાંત તેમાં કાંઈ વિશેષતા હોય એમ માનતા નથી. તેઓ (શીખવવાના) વિષયના જ્ઞાનને શિક્ષણને (શીખવવાને) યોગ્ય સ્થિતિમાં હોય એમ માને છે. સખ્ત પ્રયત્નવડે ચિત્રકળાનો કે વાદ્ય યંત્ર વગાડવાનો અભ્યાસ કર્યા વિના ગમે તેટલી આતુરતા રાખવાથી કે ઉદ્યોગ કરવાથી કોઇ પણ મનુષ્ય ચિત્ર કાઢવામાં કે વાદ્ય યંત્ર વગાડવામાં સફળ થતો નથી તો શિક્ષણકળાનું જ્ઞાન સ્વતઃ સ્વાભાવિક અને પ્રાપ્ત થઇ શકે એવી કલ્પના કરવી તે નિરર્થક છે. આ ઉપરાંત કેળવણી જેવા મુદ્દાના સવાલની અત્યંત ઉપયોગિતા વિષે અને ખરાબ શિક્ષણના પરિણામે કુમળા મગજને જે નુકશાન થાય છે તેનો અને સમય અને બળનો જે ભયંકર મિથ્યા વ્યય થાય છે તેનો વિચાર કરતાં શિક્ષણકળાનું જ્ઞાન સહજ પ્રાપ્ત થઇ શકે એવી કલ્પના કરવી એ વિશેષ વિસ્મયજનક જણાશે." પ્રોફેસર લેન્ડને મહાવરાના સિદ્ધાંતના પક્ષકારોને યોગ્ય શબ્દમાં ન્યાય આપેલો છે. સિદ્ધાંતોના જ્ઞાન વિનાનું શિક્ષણ ખરાબ નીવડે છે જે બાળકના કુમળા મગજને નુકશાન કરે છે, ખરાબ શિક્ષણથી શિષ્ય અને શિક્ષક ઉભયનો સમય અને બળ નકામાં ખરચાય છે.

"Teachers no less than doctors must go through a course of professional training, Froebel" ફ્રોબેલ કહે છે કે "વૈદ્ય કરતાં શિક્ષકને ધંધાની તાલીમ લેવાની કાંઇ ઓછી અગત્ય નથી."

"The teacher has immense influence, and that to turn this influence to good account he must have made a study of his profession and have learnt "the best that has been thought and done" in it. Every occupation in life has a traditional capital of

knowledge and experience, and those who intend to follow the business, whatever it may be, are required to go through some kind of training Mulcaster.

" શિક્ષકની અસર બહુ ઉંડી થાય છે તેથી તે અસરવડે સારો લાભ ઉત્પન્ન કરવાને તેણે પોતાના ધંધાનો અભ્યાસ કરવો જોઇએ અને તે વિષયમાં જેઓએ શ્રેષ્ઠ વિચારો અને જે ઉત્તમ કાર્યો કર્યા હોય તેની તેને માહીતી હોવી જોઇએ. જીંદગીના દરેક ધંધામાં અનુભવ અને જ્ઞાનનું પરંપરાગત ભંડોળ હોય છે અને જેઓને અમુક ધંધો કરવાનો હોય છે તેમણે તે ધંધો ગમે તે પ્રકારનો હોય તોપણ તેની કોઇપણ પ્રકારે તાલીમ લેવી જોઇએ- મલ્કેસ્ટર. આ પરથી ધંધાની કેળવણી લેવાની અગત્ય સિદ્ધ થાય છે છતાં મહાવરાના સિદ્ધાંતના પક્ષકારો એમ કલ્પના કરે છે કે " Practice makes a man perfect" "મહાવરાવડે માણસ સંપૂર્ણ થઇ શકે છે." પ્રસ્તુત કહેવતના આધારે તેઓ એવી કલ્પના કરે છે કે ઘણા વર્ષના મહાવરાવડે અનુભવ પ્રાપ્ત થઈ શકે છે કે જે અનુભવ ધંધાના શાસ્ત્રીય જ્ઞાનની ગરજ પણ સારી શકે ! પરંતુ મહાવરા વડે સંપૂર્ણતા મળી શકે એમ કહેવા કરતાં એમ કહેવું એ ન્યાયયુક્ત થઈ શકે કે ખરાબ રીતે કાર્ય કરવાના મહાવરાવડે માત્ર અકુશળ કારીગરીરૂપી કલ્પિત સંતોષની પૂર્ણતાજ પ્રાપ્ત કરી શકાય ! લોર્ડ બેકન કહે છે કે "I doubt not but learned man with mean experience would encel men of long experience without learning and outshoot them in their own bow.

મને સંદેહ નથી કે અલ્પ અનુભવવાળા વિદ્વાનો જ્ઞાન વિનાના પણ દીર્ઘ અનુભવવાળા મનુષ્યો કરતાં શ્રેષ્ઠ હોઈ શકે અને તેમના ઉદ્દેશમાં તેઓ શ્રેષ્ઠતા મેળવી શકે।

વળી તે લખે છે કે " Remote but superficial generalities do but offer scorn to practical men. (Lord Bacon.)

દૂરના અને ઉપરચોટીયા અનુમાનો રૂઢિવાળા મનુષ્યોમાં જ્ઞાન માટે તીરસ્કાર ઉત્પન્ન કરે છે. શાળાની રૂઢીથી ટેવાયલા શિક્ષકો એક પ્રકારના નુકશાનકારક ચોકડામાં પડે છે, અને જે શિક્ષકો ઉક્ત રૂઢીથી ઘણા સમય સુધી ટેવાઇ ગયેલા હોય છે તેમની દૃષ્ટિની મર્યાદા બંધાઇ જાય છે. (અપૂર્ણ.)

---

# सुविचार रत्नराशि.

(અનુસંધાન ગતાંક ૨૩૫ પૃષ્ટ થી.)

(લેખકઃ-નીરબાળક-મણિમંદિર-પાદરા.)

જ્યારે તમારા મિત્રો કે સંબંધીઓ પોતાના કે બીજાઓના મંદવાડની લાંબી લાંબી કથાઓ ભારે રસથી તમને કહેવા માંડે-ત્યારે તત્કાળ આરોગ્યની વાત કાઢીને ડોહોળાયલા પાણીને સ્વચ્છ કરો. આરોગ્યનીજ વાતો માત્ર કહેવાનો અને સાંભળવાનો આગ્રહ ધરો. મંદવાડ કરતાં આરોગ્ય વધારે વ્યાપેલું તથા વધારે બળવાન છે અને તેથી વાતો કરવા માટે, અત્યંત મહત્વનો વિષય તે છે એ સિદ્ધ કરો. જેનું પ્રમાણ અધિક હોય, તેનોજ પક્ષ

બલવાન ગણાય છે. મંદવાડ કરતાં આરોગ્યતું પ્રમાણ અધિક છે માટે આરોગ્ય બળવાન છે. આરોગ્યની વાતોવડે આરોગ્યતા અધિક પ્રમાણને, વિશેષ અધિક કરો.

*   *   *   *   *

જ્યારે જગતમાં દુર્ગુણ અને દુરાચાર, અધિક પ્રમાણમાં જોવામાં આવ, ત્યારે સદ્દ્ગુણને સદાચારનીજ વાતો કરો. જ્યારે સદ્દ્ગુણ અને સદાચાર વધુ પ્રમાણમાં જોવામાં આવે ત્યારે પણ તેથી અધીક પ્રમાણમાં, સદ્દ્ગુણ ને સદાચારની વાતો કરો. સદ્દ્ગુણની વાતો કરવાથી, લોકો સદ્દ્ગુણ સંબંધી વિચારો કરતા થશે. તેઓ સદ્દ્ગુણના લાભનું ચિંતવન કરતા થશે, વિચારને ચિન્તવન કરવા માંડતા થોડાજ સમયમાં તેઓને સદ્દ્ગુણ પ્રાપ્ત કરવાની ઇચ્છા થશે, અને મનુષ્યોને સદ્દ્ગુણી થવાની જ્યારે ઇચ્છા પ્રકટે છે ત્યારે તેઓ સદ્દ્ગુણી થવાનો પ્રયત્ન કરે છે—અને અંતે તે સદ્દ્ગુણી થાય છેજ.

*   *   *   *   *

નિરંતર સદ્દ્ગુણની વાતો કરવાથી, તમે હજારો મનુષ્યોનાં મન શુદ્ધ કરી શકશો અને આ હજારો પાછા બીજા લાખોનાં મન તેવીજ રીતે શુદ્ધ કરશે. આથી સદ્દ્ગુણનીજ વાતો કરવાથી તમે જગતનું જે કલ્યાણ કરો છો, તેની સિમાજ નથી.

*   *   *   *   *

જ્યારે જગત્ અસત્ય અને છળપ્રપંચથી ભરેલું જણાય અને ઘોર કળિકાળ પ્રસરી રહેલો ભાસે ત્યારે પણ સત્યતુંજ અને સત્યના મહિમાનુંજ ગાન કરો. અસત્ય વ્યાપવાથી, સત્ય કંઈ નાશ પામતું નથી. સત્યતો સર્વત્ર, સર્વ સામર્થ્યયુક્ત વ્યાપીજ રહ્યું છે, તેને દ્રષ્ટિએ આણવા માટે તેનીજ વાતો કરો. અસત્યનાં ને છળપ્રપંચનાં ચિત્રો લોકો આગળજ ધરો કારણકે અસત્ય ને છળપ્રપંચનાં ચિત્રો નિરંતર તેમની આગળ ધરવાથી તેમના હૃદયપર તેની છાપ પડે છે, અને અજાણપણે તેમના મનને માર્ગમાં દોરાય છે. લોકોના વિચારોના પ્રવાહની દિશા તમે બદલી શકો એમ છે. નિરંતર સદ્દ્ગુણની વાતો કર્યા કરવાથી, સમગ્ર મનુષ્ય પ્રજાને, સદ્દ્ગુણમાં પ્રીતિવાળી તમે કરી શકશો, અને તેમ થતાં કળિકાળમાં પણ તમે સત્યયુગને પ્રવર્તેલો જોશો.

*   *   *   *   *

વિચારોનું આરોગ્યપર દ્રઢ પરિણામ થાય છે. જેવો વિચારોનો ઉદ્દ્ભવ થવા માંડે છે તેવોજ રક્તાભિસરણનો પ્રયોગ વિચારોને સાનુકુળ થઇ વહેવા માંડે છે. સુખના વિચારો સુખના ભરેલા ને દુઃખના વિચારો તે દુઃખના ભરેલા રક્તાભિસરણને જોરથી શરૂ કરે છે માટે જ્યાં જાઓ ત્યાં હમેશાં અખિલ વિશ્વમાં સુખ સુખ ને સુખ પ્રસરાવવા સારૂ, સુખનાજ વિચારો ફેલાવો ને તમે સુખ પ્રસરાવનાર, પ્રકાશ પાડનાર—સૂર્યકીરણ થશો.

*   *   *   *   *

હમેશાં સ્મરણમાં રાખશો કે તમે જે પ્રકારે વાતો કરો છો, તે પ્રકારે તમે મનુષ્યના મનને દોરી શકો છો. તમારા શબ્દો જે દિશાને દર્શાવે છે તે દિશામાં તેનું મન ગયા શીવાય રહેતુંજ નથી. દોષની, દુરાચારની, વ્યાધિઓની, અને વિપત્તિની વાતો કર્યા કરો અને ઘણા મનુષ્યો તે તરફ તણાયા જવાના. સદ્દ્ગુણની, સદાચારની, આરોગ્યની અને સંપત્તિની વાતો કર્યા કરો અને ઘણા મનુષ્યો સદ્દ્ગુણ, સદાચાર, આરોગ્ય ને સંપત્તિ તરફ આકર્ષાઇ તે પ્રાપ્ત કરવા મથવાના, અને આ પક્ષમાં તે વિચારો દર્શાવનાર તમે પોતે પણ તે વિચારોના પરિણામના ફલથી વિમુખ રહેવાના નહિજ.

# આ માસમાં આવેલી મદદ.

| | |
|---|---|
| ૨૦-૦-૦ | શા. લક્ષ્મિચંદ કાલીદાસ હ. પાદરાવાળા વકીલ મોહનલાલ હેમચંદના નજ્ઞ બથી અત્રેના શા. મણીલાલ લલ્લુભાઇને ત્યાંથી લાવ્યા. |
| ૧૭૧-૦-૦ | શ્રી મુંબાઇમાં વસ્તા નીચેના સદ્‌ગૃહસ્થોના માસિક મદદના માસ બારમાંના ઝવેરી રતીલાલ લાલભાઇના જવાબથી શા. વાડીલાલ દલસુંખભાઇને ત્યાંથી. મુંબાઇ |
| | ૧૦-૦-૦ ઝવેરી મણીલાલ સવચંદ. |
| | ૧૦-૦-૦ ઝવેરી ભોળાભાઇ બાપાલાલ. |
| | ૧૦-૦-૦ ઝવેરી સારાભાઈ હરિભાઇ. |
| | ૧૦-૦-૦ ઝવેરી અમૃતલાલ મોહોલાલભાઈ. |
| | ૧૦-૦-૦ ઝવેરી ભોગીલાલ મોહોલાલભાઇ. |
| | ૧૧-૦-૦ ઝવેરી સારાભાઈ ભોગીલાલ. |
| | ૧૧-૦-૦ ઝવેરી ચંદુલાલ છોટાલાલ. |
| | ૧૦-૦-૦ શેઠ મગનલાલ કંકુચંદ. |
| | ૧૦-૦-૦ ઝવેરી લાલભાઈ માણેકલાલ. |
| | ૧૦-૦-૦ ઝવેરી લાલભાઇ કલ્યાણભાઈ. |
| | ૧૦-૦-૦ ઝવેરી રતીલાલ લાલભાઈ. |
| | ૧૦-૦-૦ શા. ભોળાભાઇ ભોગીલાલ. |
| | ૭-૦-૦ ઝવેરી મોહનલાલ લલ્લુભાઇ તથા બીજા દલાલોના મળીને. |
| | ૭-૦-૦ શેર દલાલ મોહનલાલ અને અમૃતલાલ. |
| | ૫-૦-૦ ઝવેરી કેશવલાલ મોહોલ્લાલભાઈ. |
| | ૧૦-૦-૦ ઝવેરી મોહનલાલ હેમચંદ. |
| | ૧૦-૦-૦ ઝવેરી લાલભાઈ મગનલાલ. |
| | ૧૦-૦-૦ ઝવેરી લાલભાઇ મગનલાલ બા. પહેલાં માસના બાકી રહેલા તે. |
| ૮-૦-૦ | એક સદ્‌ગૃહસ્થની વતી શા. મગનલાલ વિરચંદ. હ. શા. માણેકલાલ ચકુભાઈ. અમદાવાદ. |
| ૫૦-૦-૦ | મર્હુમ બાઇ હિરાકુંવર સવાઇભાઇ રાયચંદની વિધવા તરફથી, કેશવલાલ સવાઇભાઈ. હ. શા. સોમચંદ હઠીસીંગ. અમદાવાદ. |
| ૨૮૫-૦-૦ | |

જમણ:—તા. ૨૭-૧૦-૧૯૧૩ ( ધનતેરસ ) ના દિવસે અત્રેના ઝુમખાવાળા શા. છોટાલાલ સુતરીઆને ત્યાં વિદ્યાર્થીઓને જમાડવામાં આવ્યા હતા.

પરચુરણ:—શા. છગનલાલ ઝવેરચંદના ટ્રસ્ટી વકીલ મોહનલાલ ગોકળદાસ તરફથી પૂજા કરવાના ફાનસ, ધોતીયાં, પેસ રૂમી કુલ નંગ ૧૧) બોર્ડીંગને આપવામાં આવ્યાં છે.



REGISTERED No. B. 876.

શ્રી જૈનશ્વેતાંબર મૂર્તિપૂજક બોર્ડીંગના હતાર્થે પ્રગટ થતું

# बुद्धिप्रभा.

# LIGHT OF REASON.

ज्ञानदर्शनचारित्राणि मोक्षमार्गः

पुस्तक ५ मुं. डीसेम्बर १९१३ वीर संवत २४३९ अंक ९ मो.

## વિષયાનુક્રમણિકા.



प्रसिद्धकर्त्ता–श्री अध्यात्मज्ञान प्रसारक मंडळ.

વ્યવસ્થાપક–અમદાવાદ શ્રી જૈનશ્વેતાંબર મૂર્તિપૂજક બોર્ડીંગ– તરફથી સુપ્રીન્ટેન્ડન્ટ, શંકરલાલ ડાહ્યાભાઈ કાપડીઆ. મુ. અમદાવાદ.

વાર્ષિક લવાજમ—પોષ્ટેજ સાથે રૂ. ૧—૪—૦ સ્થાનિક ૧—૦—૦

અમદાવાદ—ધી "ડાયમંડ જ્યુબિલી" પ્રીન્ટીંગ પ્રેસમાં પરીખ દેવીદાસ છગનલાલે છાપ્યું

## જાણવાજોગ વર્તમાન.

ચાલુ માસ અનેક સ્થળે ઓચ્છવ-મહોત્સવોમાં અને તેવાજ બીજા શુભ કા. પસાર થયો છે અને સુપ્રસિદ્ધ દાનેશ્વરી શેઠ મનસુખભાઇને સાં શેઠ માણેકલાલભાઇના લગ્ન પ્રસંગે તેઓશ્રીને સાં ઉજમણાની રચના ઉત્તમ પ્રકારની કરવામાં આવી હતી. વરઘોડા વગેરેનો ઠાઠ અને લોકની મેદની બહુજ હતી. આસપાસના ગામોના અને શેઠશ્રીના જાણીતા સંબંધીઓ સારી સંખ્યામાં પધાર્યા હતા. શેઠશ્રી તરફથી નોકારસી અને જમણો થયાં હતાં તથા અષ્ટોતરી સ્નાત્ર ભણાવવામાં આવ્યું હતું તથા જુદે જુદે ઉપાશ્રયે ઉપધાન ક્રિયા ચાલતી હતી જે પૂર્ણ થવાથી માળ પહેરવાના વરઘોડા જુદે જુદે દીવસે ચડયા હતા.

પેથાપુર મધ્યે-બાવન જીનાલયના દેરાસરની પ્રતિષ્ઠા સારી ધામધુમ પૂર્વક થઇ છે. ઉપજ રૂ. ૨૨૦૦૦ જેટલી થઇ છે. ૯ નોકારસીઓ થઇ હતી. ત્યાર બાદ શેઠ શ્રી મનસુખભાઇ ભગુભાઇના સ્મરણાર્થે તેમના સ્નેહીઓએ પેથાપુરમાં એક કેળવણીને ઉત્તેજન આપનાર સંસ્થા ખોલવા ફંડ કરેલ જેમાં લગભગ રૂ. ૨૫૦૦૦) થયેલા છે તે ફંડ તરફથી-પેથાપુર શેઠ મનસુખભાઇ ભગુભાઇ એંગ્લો વર્નાક્યુલર સ્કુલ ખોલવામાં આવી છે. ત્યાર બાદ થોડાજ દીવસમાં યોગનિષ્ઠ શ્રીમદ્ મુની મહારાજ શ્રી બુદ્ધિસાગરજી મહારાજને આચાર્ય પદવી આપવાનો મહોત્સવ ત્યાંના સંઘે ઘણી ધામધુમ પૂર્વક કર્યો છે જે પ્રસંગે પણ બે નોકારસીઓ અને પ્રભાવનાઓ થઈ હતી.

આજ રીતે અન્ય કેટલાક સ્થલોએ ઉપાધ્યાય-પ્રવર્તક-પન્યાસાદિ પદીઓ આપવાની શુભ ક્રિયાઓ થઇ છે.

આ માસમાં "જૈન એડવોકેટ" નામે એક અઠવાડીકપત્ર અત્રેથી પ્રગટ થયું છે.

આબુજી જૈન મંદિરમાં યુરોપીઅન વીઝીટરોને ચામડાના બુટ બદલી તેને બદલે કેનવાસના સ્લીપર પહેરીને દાખલ થવાની બહાલી હિંદી સરકારે આપી છે.

**દાની સ્ત્રી:**-પ્રયાગની એક કાયસ્થ સ્ત્રીએ પોતાની જ્ઞાતિમાં વિદ્યા પ્રચાર માટે રૂ. પાંચ લાખનું દાન કર્યું છે.

# બુદ્ધિપ્રભા.

## ( The Light of Reason )

ब्रह्मानन्दविधानके पटुतरं शान्तिग्रहद्योतकम् ।
सत्यासत्यविवेकदं भवभयभ्रान्तिव्यवच्छेदकम् ॥
मिथ्यामार्गनिवर्तकं विजयतां स्याद्वादधर्मप्रदम् ।
लोके सूर्यसमप्रकाशकमिदं 'बुद्धिप्रभा' मासिकम् ॥

વર્ષ ૫ મું. તા. ૧૫ ડીસેમ્બર સન ૧૯૧૩. અંક ૯ મો.

# प्राचीन गुर्जरभाषामां जैन साहित्य.

## आत्मशिक्षा.

*दोहरा.

( संशोधक जैनाचार्य योगनिष्ट बुद्धिसागरसूरिजी. )

आपस्वरूप विचार तुं, जो होए हिइडे सान ।
करणी तेहवी कीजीए, जिम वाधे जगवान ॥ २८ ॥
वडपण धर्म थाइ नही, जोवन एलि जाय ।
वचवेगल घसमस करी, पछी फरि पस्ताय ॥ २९ ॥
जरा आवी योवन गयो, शिर पलिया ते केश ।
लहुता तो छंडी नहीं, न कर्यो धर्म लवलेश ॥ ३० ॥
पंचेंद्रि जिहां पडवडां, रोग जरा नावंत ।
योवन विचली आवे सदा, करो धर्म माहांत ॥ ३१ ॥
हुंती हाथ न वावर्यो, संवल न कियो साथ ।
आथ गंइ चीतीयो, पछे घसे निज हाथ ॥ ३२ ॥
धन जोबन नर रूपनो, गर्व करे ते गमार ।
कृष्ण बलभद्र द्वारिका, जाता न लागी वार ॥ ३३ ॥

* श्री आत्मशिक्षा नामक लघु राज्यना कर्त्ता श्री विजयमेरुसूरिना वखतमां विद्यमान हता. लगभग त्रणसो वर्ष पूर्वे जैन कविनी गुजराती भाषा अने तेनो सार वांचकोने समजाय ते माटे मासिकमां तेनो उतारो करवामां आव्यो छे. तेना कर्त्ता कोण छे ते छेवटे दर्शाव्युं छे. अमदावाद झवेरीवाडो, लहेरीया पोळना रहीश श्रोता पानाचंदभाइ के जे थोडा वर्ष पर मृत्यु पाम्या छे. जेमनी पासेथी अेक टीपणुं मळ्युं हतुं. तेमांथी मात्र उतारो करवामां आव्यो छे.

आठ पहोर तुं धसमसी, धन (कारण) देशांतर जाय ।
सो धन मेल्युं ताहरुं, ओरज कोइ खाय ॥ ३४ ॥
आंखतणे फरुकडे, उथलपाथल थाय ।
इशु जाणी जीव बापडा, म करीश ममता माय ॥ ३५ ॥
माया सुख संसारमां, ते सुख सही असार ।
धर्म पसाइ सुख मली, ते सुख न आवे पार ॥ ३६ ॥
नयन फरुके जिहां लगे, तिहां ताहरु सहु कोय ।
नयन फरुकत जब रही, तब आथ ओरज कोय ॥ ३७ ॥
पाप कीया जीऊ तें बहु, धर्म न कीओ लगार ।
नर्क पडयो जमकर चढयो, पडयो तिहां करे पोकार ॥ ३८ ॥
को दन राणो राजीओ, को दन भयो तुं देव ।
को दिन रांक तुं अवतर्यो, करतो ओरज सेव ॥ ३९ ॥
को दिन कोडी परवर्यो, को दिन नहि को पास ।
को दिन घर घर एकलो, भम्यो सही युं दास ॥ ४० ॥
को दिन सुखासन पालखी, जलमची चकडोल ।
रथपाला आगल चले, नित्य नित्य करत कलोल ॥ ४१ ॥
को दिन कूर कपूर तुं, भावत नहीं लगार ।
को दिन रोटी कारणें, भमे ते घर घरबार ॥ ४२ ॥
हीर चीर अंगज पहिरीयां, चुआचंदन बहु लाय ।
सोवन जतन करत भयो, खीणमांही विपटाय ॥ ४३ ॥
सातमी गोख तुं शोभतो, कामनी भोगविलास ।
एक दिन ओहि आविसि, रहणोहि वनवास ॥ ४४ ॥
रुपी देवकुमार सम, देखत मोहे नरनार ।
सो नर खीण एकमां वली, बली जली होवे छार ॥ ४५ ॥
जे विना घडीय न जायती, सो वरसासो जाय ।
ते वल्लभ विसरी गयो, ओर सुं चीतवे छार ॥ ४६ ॥
देखत सब जग जातु हे, थिर न रहेवे कोय ।
इसु जाणी भलुं कीजीए, हीये विमासी जोय ॥ ४७ ॥
सुरपति सवे सेवा करे, राय रांणा नरनार ।
आयप होती आतमा, जातां न लागे वार ॥ ४८ ॥
देखत न अंधा हुआ, जे वीट्या मोहजाल ।
भण्या गण्या मूरख वली, नरनारी बालगोपाल ॥ ४९ ॥

रात दिवस निज प्रिया सुं, तुं रमतो मनरंग ।
जे जोइ ते पूरतो, उलट आणी अंग ॥ ५० ॥
सो रामा जीउ ताहरी, खिणमांही विघटाय ।
स्वार्थ पहोंचत जब रह्यो, तब फेरी वेरी थाय ॥ ५१ ॥
समुद्रद्वीप सायर सवे, पाम्या केइ पार ।
नारी हृदय दोय आगलां, को नवी पाम्या पार ॥ ५२ ॥
ब्रह्मा नारायण इश्वर, इंद्र चंद्र नर कोड ।
ललना वचन हुवा लालची, रह्या ते वे करजोड ॥ ५३ ॥
नारी वदन सोहामणो, पण वाघणी अवतार ।
जे नर एहने वंश पड्या, तस लुस्या घरबार ॥ ५४ ॥
हस्त मुखे दीसे भली, करते कारमो नेह ।
कनकलता वाहिर जिसी, अभंतर पितल तेह ॥ ५५ ॥
पहिली प्रीति करे रंगसुं, मीठा बोली नार ।
नरदास करियो आपणो, पछे मूके टाकर मार ॥ ५६ ॥
नारी मदन तलावडी, बुड्यो सयल संसार ।
काढण हारो को नहीं, बुडावुं वन वार ॥ ५७ ॥
वीस वीसाना जे नरा, कोइ नही ससर्वक ।
पण नारी संगत तेहने, निश्चे चढे कलंक ॥ ५८ ॥
मुंज अने चंड प्रद्योतना, दासीपति पाम्या नाम ।
अभयकुमार बुद्धि आगलो, तेह ठग्यो अभिराम ॥ ५९ ॥
नारी नहींरे बापडी, पण ए विषनी वेल ।
जो सुख वांच्छे मुक्तिना, तो नारी संगत मेल ॥ ६० ॥
नारी जगमां ते भली, जियो जाया पुरुष रतन ।
ते सतीने नित्य पाये नमुं, जगमां ते धन्य धन्य ॥ ६१ ॥
पाप घट पूरण भरी, तें लीयो शिर भार ।
ते किम छूटीश जीवडा, न करी धर्म लगार ॥ ६२ ॥
तो इसुं जाणे कुडकपट, चल चलय तु छांड ।
ते छांडीने जीवडा, जिन धर्मसुं चित्त मांड ॥ ६३ ॥
जेणे वचने पर दुखीयों, जेणे होये प्राणी घात ।
कलेशे पडे नीज आतमा, तज्यो उत्तम ते वात ॥ ६४ ॥
जीमतीम परसुख दीजीए, दुख न दीजे कोई ।
दुख दीजे दुख पामीए, सुख दीजेज सुख होय ॥ ६५ ॥

परनात निंदा जे करे, ओर कूडा दीए आल ।
मर्म प्रकाशे परतणा, एथी भलो चंडाल ॥ ६६ ॥
पट्मासीने पारणे, एकसीतु लहे आहार ।
करतो निंदा नव टळे, तस दुर्गति अवतार ॥ ६७ ॥
छार उपर जीम लींपणु, त्यम क्रोधी तप कीध ।
तस जप तप संयम मुधा, एके काज न सीध ॥ ६८ ॥
पूरव कोडने आउखे, पाळे चारित्र्य सार ।
सुकृत सर्वे तेहनुं, क्षिणमां होवे छार ॥ ६९ ॥
पर अवगुण सर्पवसमा, अवगुण निज मेरु समान ।
तो कां करे निंदा पारकी, मूरख आणी नीज सांन ॥ ७० ॥
परअवगुण जीम देखीए, तीम परगुण तुं जोय ।
परगुण लेतां जीवडा, अखइ अजरामर होय ॥ ७१ ॥
क्रोधी नर अछें सदा, कहींय न उतरे रीस ।
ते छोडी दूर आतमा, रहीए जोयण पणवीस ॥ ७२ ॥
गुण कीधा माने नहि, अने अवगुण मांडी मूळ ।
ते नर संगत छांडीए, पगपथ माथाशूल ॥ ७३ ॥
निंदा करे जे आपणी, ते जीवो जगमांय ।
मलमूत्र धोइ परतणा, पछे अधोगति जाय ॥ ७४ ॥
जे मलमूत्र धोइ सदा, गुणवंतना निशदिश ।
ते दुर्जन जीवो घणुं, जगमां क्रोड वरीस ॥ ७५ ॥

---

## पूर्वाचार्य तथा संवेगीसाधुओअे चारित्रमार्ग संबंधी जें बोलोरुप कायदाओ पूर्वे कर्या हता ते जूना पानाओमांथी सारुपे अत्र केटलाक बोलो उतारवामां आवे छे.

---

(સંગ્રાહક શાસ્ત્ર વિશારદ જૈનાચાર્ય યોગનિષ્ઠ મુનિ બુદ્ધિસાગરસૂરિજી મહારાજ.)

**સંવેગીસાધુ યોગ્ય વ્યવહાર મર્યાદાના બોલમાંના સારરૂપ બોલો.**

યથા પદસ્થ આચાર્ય ઉપાધ્યાય વિના નાણે અંગ પૂજા ન કરાવવી.

પદસ્થ વિના સોનેરી રૂપેરી સાજનાં ઝરમર ચંદુઆ બંધાવવા નહિ.

જેણે જે શિષ્ય પ્રતિબોધ્યા હોય તે પદસ્થને પુછીને તેને દેવો.

કોઇ શિષ્ય ગુરૂથી દુમણો થઇ પરસંઘાડામાં જાય ત્યારે તેના ગુરૂની આજ્ઞા વિના તેને ન સંઘરવો અને વડિલ હોને વ્યવહારે વાંદવો પણ નહિ અને ગુરૂનો અવર્ણવાદી પ્રત્યનીકતા કરીને જાય, તે-વારે વેષ લેઇને કાઢી મૂકવો.

સામાન્ય યતિએ, અધિક વસ્તુનું પુંઠીયું ન રાખવું પદસ્થે પણ યથાયોગ્યપણે કારણ જાણી ચાર માસ ઉપરાંત ન રાખવું. પર્વદિને દષ્ટિ પડિલેહણા કરવી.

માસ કલ્પ પાલટવો. ગોચરી વસતિ સ્થંડિલ ભૂમિકા પલટાય તેમ પાલટવો. રોગાદિક કારણે જયણા તથા એક સામાચારીએ એક માંડલીના એક પરિણતિને ઘેર ઉપરાઉપરી ન જવું.

સામાન્યયતિએ સ્રીયાદિકને ઘેર જઈ ભણાવવું નહિ. તેની સાથે આલાપ સંલાપ ન કરવો. જો અક્ષરાદિક પુછે તો ઉપાશ્રય મધ્યે કહેવો.

સામાન્યયતિયે હજાર શ્લોકથી અધિક લખાવવું નહીં. તોપણ લેખકને ઘેર જાવું આવવું નહીં, પુસ્તક વેચાતા લેવા આશ્રીપણ ક્રયવિક્રય ગૃહસ્થ હાથે કરવો કરાવવો પણ સ્વયં સંયતે ન કરવો.

વયોવર્ષ ૬૦ દીક્ષા પર્યાય વર્ષ વીશ તથા બાર વર્ષ વિના એકલે જવું આવવું, સ્રીયાદિકને ભણાવવું નિષેધ. રોગાદિક કારણે જયણા. ઉપાશ્રય મધ્યે આવ્યા તે બોલાવવાની જયણા.

થાપના ઘર કલ્પી હોય ત્યાં નિત્ય આહારાર્થે ન જવું.

સામાન્યયતિએ સ્રીને આલોચના ન દેવી.

સામાન્યયતિએ વાટે વોલાવો ન લેવો. વિશેષ કારણે જયણા. ગૃહસ્થાદિક સાથે આવીને લે તો ના નથી. તથા સંવચ્છરી પાડકમ્યો સંવચ્છરીદાને સ્વસમવાથી પરસમવાથી ટાલવો નહિ. અને, તીર્થંકરની ભક્તિએ સ્વગચ્છી પરગચ્છી ન જોવો. ગુણાનુરાગ વધતે અંગીકાર કરવો.

રાત્રે ધર્મ જાગરિકા ન થતી હોય તિહાં યતિએ ન રહેવું.

સાધ્વી ન કરવી. કદાચિત્ સ્વયંબંધિની હોય તો ચાલીશ વર્ષ પછી દેવાની જયણા અને પરગચ્છી આવે તો વડેરાને પુછીને રાખવી.

ગીતાર્થ વિના વ્યાખ્યાન ન કરવું. જઘન્યથી સમવાયાંગ સૂત્રગમા મેલવી જાણે, સંસ્કૃત ભાષાનિપુણ શ્રદ્ધાવંત શુદ્ધ પ્રરૂપક, કુશીલ નહિ. સુશીલગચ્છ નાયકનો દિગ્બંધી તે ગીતાર્થ વ્યાખ્યાન કરવાનો અધિકારી. એકલી શ્રાવિકાની પર્ષદા આગળ વ્યાખ્યાન ન કરવું.

વિશેષ કારણ વિના પહિલી છ ઘડી દીન પાછલી ઘડીચાર મધ્યે આહાર ન કરવો. પારણાદિકને કામે શીતલ ભક્તાદિકની જયણા.

ષટ્પર્વીએ વિગય ન લેવી વિશેષ તપાદિકની જયણા.

નવ દીક્ષિત શિષ્યે ગૃહસ્થ ગૃહસ્થિણી સાથે આલાપ સંલાપ ન કરવો. ગૃહસ્થ ગૃહે ભણવા ભણાવાદિકે જવાનો પ્રસંગ ન કરવા દેવો.

ઔષધાદિક દ્રવ્ય એકના ઘરથી લેઈ સ્વનિશ્રાએ ગૃહાંતરે ન મૂકવો.

સાત ક્ષેત્રને નામે દ્રવ્ય જે શ્રાવકે કર્યા હોય ત્યાંથી લેઈ અપર શ્રાવક પોતાનો મેળાપી હોય તેના ઘરે યતિએ ઉદીરણા કરી મૂકાવવો નહિ. ગૃહસ્થ મળો મૂકે તે વાર. તીર્થાદિકને ઠામે વિશેષ કારણે જયણા.

ઇત્યાદિક મર્યાદા પટ્ટક સર્વ સંવેગી સમુદાયે પાળવા પળાવવા.

પંડિત જયસોમગણિમતમ્. પંડિત જશવિજયગણિમતમ્. પંડિત સત્યવિજયગણિમતમ્. ઋદ્ધિવિમલગણિમતમ્.

# स्थूल प्रेम, अने सूक्ष्म प्रेम!

## એક પત્ર!

પ્રિય સખે! કલ્પનાશક્તિના એક વિચિત્ર પ્રભાવનું આ પત્રમાં મ્હારે તને દિગ્દર્શન કરાવવાનું છે. ખરે! એક કલ્પનાસ્તો! હા કલ્પના, તો પણ વિશુદ્ધ નિર્મલ હૃદયની કલ્પનાના સુલલિત પ્રસાદમાં ત્હને પણ કંઇ ભાગ આપવો ઉચિત લાગે છે.

જીવન! ગઇ કાલે શરદપૂર્ણિમાની રાત્રિ હતી. રાત્રિના બાર વાગ્યા હતા. મધ્ય નીશાનો શાંત–સુંદર સમય વહ્યો જતો હતો. ચંદ્ર બારીમાંથી હમારા પલંગ ઉપર ડોકીઆં કરતો હતો. સરસ્વતીચંદ્રના ચોથા ભાગનું એક પ્રકરણ વાંચવાનું બંધ કરી, શશિરેખા, મ્હારા પગ પાસે બેસી ચંદ્રને નિહાળતી, કલ્પનાની પાંખોપર ઉડતી હતી, અને નૂતન વિચાર પ્રદેશોમાં નિરંકુશ રિત્યા સુખે વિરહતી હતી. તેના મુખપરની ઘડી ઘડી બદલાતી રેખાઓથી તેના હૃદયના મંત્ર હું વાંચતો હતો. અંતે તે હસી પડી અને બોલી "વ્હાલા! આ ચંદ્ર ના કહે છે!" "શું ના કહો?" મ્હેં પુછ્યું. અને તે જવાબ કેી વીચીત્ર કલ્પનો કુસુમ તું કંઇ કળી શકે છે? શશીરેખાએ શું કહ્યુંને? "સ્થૂલ પ્રેમ અને સૂક્ષ્મ પ્રેમ જેવું કંઇ નથી." એ તેની કલ્પનાનો સાર. અંતે પ્રેમનાં તત્વો પ્રથક્કરણનાં, અમે કલ્પનાની કુંજમાં વિહાર કર્યો, કુંજનાં વૃક્ષે વૃક્ષે–વેલીએ વેલીએ ને ડાળીએ ડાળીએ ભ્રમણ કર્યું! અને તે વિહારના ફળમાં એજ નીકળ્યું કે "સ્થૂલ કે સૂક્ષ્મ પ્રેમ જેવું કંઇ છેજ નહિ."

સખે! પ્રેમનાં રહસ્ય કોણ વધારે સ્હમજે છે? શાસ્ત્રીની પોથીઓ ઉકલતો જડ તત્વજ્ઞાની, કે સ્ત્રીના હૃદય પરાગમાં મગ્ન રસીક ભ્રમર? વિશ્વ વ્યાપક શાંતિમાં, ઇન્દ્રિયોના વ્યાપાર લીન થાય છે, ત્યારે પ્રેમીઓના સંયુક્ત હૃદયમાંથી–ઉંડી ઉંડી આત્માની એકતામાંથી દિવ્ય શબ્દોમાં દિવ્ય સંગીત ઝરે છે! વિચાર તથા ભાવની પરે અગણિત તારાઓ ચમકી રહે છે, અને એ સંગીતમાં, એ વિચારમાં, એ ભાવમાં, પ્રેમનાં ઉંડાં ગૂઢ રહસ્ય શુદ્ધ પ્રેમીઓ નીરખે છે! અનુભવે છે, તથા આત્મામાં સંગ્રહી લે છે. પ્રેમ અવિચ્છીન્ન છે, પ્રેમના વિભાગ કરનાર તત્વજ્ઞાનીઓ પ્રેમનું ખરૂં રહસ્ય સ્હમજ્યા નથી. પ્રેમ સ્થૂલ પણ નથી, પ્રેમ સૂક્ષ્મ પણ નથી. ત્યારે પ્રેમ કેવો છે? પ્રેમ શું છે?

જડ શરીરના જડભોગ ભોગવનાર દંપતી વચ્ચેનો પ્રેમ એ સ્થૂલ પ્રેમ ગણાય છે. સ્ત્રીપુરૂષ વચ્ચેના આવા સંબંધને પ્રેમનું નામ આપનાર દંભીઓ પ્રેમની જેટલી અવગણના કરે છે, તેટલીજ અવગણના "પ્રાણ પ્રાણની ચેતનાએ પ્રેમ"–એ સૂક્ષ્મ પ્રેમ, એ સૂત્રને સ્વિકારનાર પણ કરે છે.

જડભોગ, માનસિક વિલાસ, અને આત્માની ચેતનાએ પ્રેમનાં આવશ્યક તત્વ નથી. ખરૂં છે કે જ્યાં પ્રેમ હોય છે ત્યાં આ તત્વોમાંના કોઇને કોઈ હોય છે, પરંતુ એ તત્વો પ્રેમનાં અનુસંગી તત્વો છે–પ્રેમનાં આવશ્યક અંગ નથી. પ્રેમનો બાહ્ય આવિર્ભાવ આ તત્વ્ દ્વારાજ થાય છે. પણ પ્રેમનો આત્મા એ સર્વે તત્વથી કંઇ ભિન્નજ છે. પ્રેમના આત્માના સ્વરૂપનું નિરૂપણ કરવાનો આ પ્રયત્ન છે.

સખે! "આત્માનું સ્વરૂપ" એ શબ્દથી ગભરાઇશ નહિ. × × × × × × પ્રેમનો આત્મા એટલે પ્રેમનાં આવશ્યક અંગ, તેમના સ્વરૂપનું દિગ્દર્શન આપને કરવાનું છે. સખે!

પ્રેમ એટલે સ્ત્રીપુરૂષ વચ્ચેનો (યાતો બે વ્યક્તિ વચ્ચેનો) એક પ્રકારનો સંબંધ, એ તત્ત્વ તો સર્વે માન્ય છે. પરંતુ એ સંબંધ કેવા પ્રકારનો છે તે આપણે જોવાનું છે. સ્ત્રી વ્યક્તિ અને પુરૂષ વ્યક્તિ વચ્ચેનો સંબંધ અન્ય જનોના જ્ઞાન માટે પ્રગટપણે સ્વિકારવામાં આવે છે ત્યારે તે લગ્ન કહેવાય છે. વ્યક્તિ વ્યક્તિ વચ્ચેનો સંબધ, જનસમાજના સંગમાં આવતાં, આમ લગ્નરૂપે રૂપાંતર પામે છે. પ્રેમનો બાહ્ય આવિર્ભાવ જે દ્રષ્ટિગોચર થાય છે તે આવી રીતે જનસમાજના સ્પર્શથી રંગીત થયલો હોય છે.

સ્થૂલભોગ–માનસિક વિલાસ–પ્રાણુની ચેતનાએ સર્વે પ્રેમનાં બાહિર્ભાવ પામતાં, બાહ્યાંગ છે અને એ સર્વે અંગ, સમાજના સ્પર્શથી રંગીત થયલાં હોય છે. પ્રેમનાં શુદ્ધ તત્ત્વ એ અંગથી કંઇ ભિન્નજ છે અને પ્રેમના વિભાગ (સૂક્ષ્મ પ્રેમ–તથા સૂક્ષ્મ પ્રેમ) જનસમાજના સ્પર્શથી દુષિત થયેલા અંગને અનુસરીને પડેલા હોય છે માટે અનિત્ય છે. આપણે જેને સ્થૂળ પ્રેમ અગર સૂક્ષ્મ પ્રેમને નામે ઓળખીએ છીએ તે માત્ર પ્રેમનો આભાસ છે. જડ શરીરની શક્તિમાં ન્યુનતા થતાં જડભોગ નાશ પામે છે. માનસિક શક્તિઓનો ક્ષય થતાં માનસિક વિલાસ ઘટે છે, તથા જીવનમાંના અનિવાર્ય કઠણ પ્રસંગોનો આઘાત થતાં, તથા તેના ઘા ખમતાં પ્રાણુની ચેતના પણ ન્યૂન થાય છે તેટલાજ માટે આ સર્વે અંગ અનિત્ય છે પણ પ્રેમને આપણે નિત્ય કહીએ છીએ, અને પ્રેમ નિત્ય છે તેથીજ આ સર્વે અંગથી ભિન્ન છે.

મનુષ્ય પોતાની આંતર વૃત્તિઓ તથા સૃષ્ટિના સર્વે બાહ્ય પ્રસંગો, જનસમાજના નેત્ર દ્વારાજ નિરખે છે. અગણિત વર્ષથી સમાજમાં રહેવાના અભ્યાસથી, આ પરિણામે થયલુ છે. સમાજનાં બંધન દૂર કરી–વસ્તુ માત્રને તેના શુદ્ધ સ્વરૂપમાં જોવાનું કાર્ય અતિ વીકટ તથા સૂક્ષ્મ થયેલું છે.

નીતિક્ષેત્રમાં આવું શુદ્ધ સ્વરૂપ નીરખવાનો પ્રયાસ રૂષિઓએ પ્રથમ કર્યો હતો અને પ્રેમના વિશાળ–અતિ દુર્ગમ ક્ષેત્રમાં તેવોજ પ્રયાસ આજે આપણે આદરીએ છીએ.

સખે ! પ્રેમનું રહસ્ય સ્હમજાવતાં મ્હેં તને ન્હોતું કહ્યું કે લગ્નથી એકત્ર થતાં સ્ત્રી પુરૂષ ઉપર, સૃષ્ટિની ઉન્નતિના કર્તવ્યનો બોજો છે. સ્થૂળ ભોગથી, સ્થૂળ દેહને જન્મ આપી સૃષ્ટિમાં મનુષ્ય જાતિને વધારવી, માનસિક ભોગથી સૃષ્ટિની માનસિક શક્તિને પોષવી, તથા ચેતનાના વિકાસમાં સૃષ્ટિમાં ચેતના પૂરવી એ કંઇ પ્રેમનાં સર્વાંગ–તે સર્વે ધર્મ–કહી શકાય નહિ.

" અરે પ્રીતિ પ્રીતિ, જગત્ જન જેને કહી મરે; "
" તપાસી જોતાં તો, મતલબ તણી વાતજ ઠરે. "
× × × ×
" તો તે જોજે કુમુદ શશિમાં પ્રેમની દિવ્યતા તું ! "
× × × ×
" જે પ્રીતિથી જીવન સઘળું અર્પે તું હા પતંગ ! "
× × × ×
આહા ! એ તો જન હૃદયને શીખવે દિવ્ય કાંઇ ! "

પ્રેમની પરિપૂર્ણ વ્યાખ્યા થઇ શકવી મુશ્કેલ છે અને જેમ (પાદરાકરનો લેખ) કહે છે તેમ–
" સ્થૂળ જગતને માટે તો સૂક્ષ્મ પ્રેમ સદા અપૂર્ણ છે. તે સર્વેના હૃદયમાં ઉત્પન્ન થઇ ઝરવાતો નથી. સ્થૂળ પ્રેમની માયામાં વીંટળાયેલા જીવોથી તે જાણ્યો જતો નથી. પૃથ્વિમાં તે સમાતો નથી. એક ભવથી પુરો થતો નથી તે બ્રહ્મથી તે પૃથક્ નથી અને

એવા ઉત્કૃત–સૂક્ષ્મ પ્રેમનો હેતુ માનવીઓની સ્થુલ વાંચ્છનાઓની તૃપ્તિમાં નથી–પણ સૂક્ષ્મ બનવા બનાવવામાં–સ્વને–આત્માને ઓળખવામાં–તેને પૂજવા પામવામાં–પરમાત્માની પાસે જવાના યત્નમાં છે. જ્યાં માનુષિ ક્લિષ્ટતાનો કીચડ, પવિત્ર–સૂક્ષ્મ પ્રેમીઓનાં ચરણ યુગળ મલિન કરતો નથી એવા सोऽहं–तत्त्वमसि ને अहं ब्रह्मास्मि। ના ઘોર ઉચ્ચારો–ગર્જ-રવોથી જે ભૂમિ સુંદર બની રહી છે, જ્યાં પરમાર્થ–દયા–વિશ્વપ્રેમ–સ્વાર્પણ–વ્હાલું–સ્હેલું–ને દિવ્યતાનાંજ દર્શન થયાં કરે છે એવી દિવ્ય ભૂમિકા પ્રત્યે જવામાંજ સૂક્ષ્મ પ્રેમનો હેતુ સમાયલો છે ને તે હેતુનું સાર્થક તે સૂક્ષ્મ પ્રેમ–ને તેજ હેતુનો ધ્વંસ થઇ–તેથી પ્રતિકૂળ પ્રવૃત્તિની પ્રાતતી થાય તે સ્થૂળ પ્રેમ સમજવું." (૧૯૧૩ નો સાંજનો પતતી અંક પા. ૧૮૯ પાદરાકર.)

સખે ! હજી પણ શશિરેખા કહે છે કે, મનુષ્યની વણ મ્હોરી, વાચ્છનાઓ કેટલીએ રહી જતી હશે તેની ગણત્રી કોણે કરી છે ? વન વનમાં કોકિલાનાં ગાન, મનુષ્યના શ્રવણ-પુરમાં અથડાયા શીવાય કેટલાંય વિરમતાં હશે ?

સમુદ્રનો ઉન્નત હૃદય ક્ષોભ મનુષ્યને દૃષ્ટિગોચર થયા વિના, ચંદ્રિકા સાથે મૂકવિલાસ કરતો હશે તેની પણ માનવી કેટલી કલ્પના કરી શકશે ? "માનવ જીવન માં સૃષ્ટિ સૌંદર્યનાં પ્રાશનો અધૂરાં અધૂરાં છે" શશિરેખા ! હજી પણ મને કહે છે કે, તેના કપોળમાં પ્રસરી રહેતી સુરખી, મ્હેં કેટલીવાર નીરખી નથી ? કોકિલા મ્હોરનું પ્રાશન કરે ત્યારે મ્હોરની મીઠાશની, તે લલિત કંઠમાં કેટલી અમિ વર્ષતી હશે તે કોણ જાણે છે ? તેવીજ રીતે હા ! પ્રેમના ચૈતન્ય દ્વારા બહિર ભાવ પામતાં ચિન્હ કોણે કેટલાં નિરખ્યાં હશે ?

જીવનસખે ! પ્રેમનું શુદ્ધ અને અતિગહન એવું સૂક્ષ્મ સ્વરૂપ હું તને શી રીતે સમજાવી શકું ? તેમના વિભાગ સૂક્ષ્મ તથા સ્થુલ પ્રેમના વિભાગના સ્વરૂપો કેમ કરી સાક્ષાત્કાર કરી શકું ? મ્હારૂં હૃદય આવીને ખોલ, ત્હારા પોતાના હૃદયમાં ત્હારી સૂક્ષ્મ દ્રષ્ટિથી તપાસી જો તે તને પ્રેમનાં તત્વનો અનુભવ થશે. તું તેમને જાણી શકીશ—અનુભવી શકીશ ખરી પણ દર્શાવી શકીશ નહિ. જડ વાણી તે મનુષ્યના ઉંડા ઉંડા ગૂઢભાવ શી રીતે દર્શાવી શકે ? તોપણ, બાલકના બાલરવિશા મુખ મંડલની આસપાસ, મનોહર ચાંદલીઆની આસપાસ, મહા તપસ્વી તેજપૂંજ યોગીના વદનની આસપાસ, બાલરવિનાં રશ્મિની આસપાસ, અને સ્ત્રીની લલિત દેહવલ્લરીની આસપાસ પ્રેમનું જે શાંત તેજ પસરી રહે છે, તેજ પ્રેમના અસ્તિત્વનું એક સબલ પ્રમાણ છે. એવો રમ્ય તેજપૂંજ જેણે નીરખ્યો નથી તે પ્રેમી નથી.

પ્રેમ સ્થૂલ નથી, પ્રેમ સૂક્ષ્મ નથી, પ્રેમ આ નથી, પ્રેમ તે નથી. એજ રીતે પ્રેમનું સ્વરૂપ દર્શાવી શકાય ? વેદાંતીને नेति नेति કહેનિ બ્રહ્મનું સ્વરૂપ દર્શાવતાં ત્હેં નથી જોયા ? "પ્રેમ એ બ્રહ્મ છે, બ્રહ્મથી પણ કંઇક અધિક છે, સૃષ્ટિની સર્વે ઉચ્ચ શાક્તઓનો સાર એ પ્રેમ."

સખે ! ત્હારે માટે નવાં તે શાં ગીત મોકલું ? આ બારી પાસેના આંબામાં બેઠી બેઠી કોયલ ટહુકે છે તે ગીત તહારે માટે વધારે સારાં છે.

"ખારા ખારા સાગર મા ઉલેચાવશો;"
"જલધિના જલચરને મા પજવશો,"
"સાગરમાં એક છે વીરડી મીઠડી;"
"અમૃત આરે ત્યહાં માંડશું ઝુંપલડી."

સખે ! વધી આ સંબંધી આગળ ઉપર. હમણાં તો ઘણું થયું.

સદા સર્વદા ત્હમારોજ.

પ્રવાસી.

# दिव्य पितृभक्ति !

( પાદરાકર. )

મનુષ્ય માત્રને, આ અખિલ વિશ્વમાં, સદાસર્વદા-દરેક સ્થિતિમાં-જો કોઇ પણ વધારેમાં વધારે પૂજ્ય-વંદ્ય-પરોપકારી-હોય તો તે માતા-પિતાજ છે અને એ તો સર્વ માન્ય વાર્તા છે,-અને પ્રાચીન અને અર્વાચીન જમાનાએ ક્યારનીએ સ્વિકારેલી સત્ય બીના છે કે, આપણને જન્મ આપી-પાળીપોષી-વિદ્યાદાન દઇ-આટલી સારી સ્થિતિએ લાવવાના ઉપકારના બદલામાં તેમના પર ગમે તેટલા પ્રત્યુપકાર કરીએ-અરે કહો કે આપણા ચામડાના જોડા શીવડાવી તેમને પહેરાવીએ, તો પણ તેમના ઉપકારોનો બદલો વળવો મુસ્કેલજ છે.

માબાપને પોતાને ખભે કાવડમાં બેસાડી ભારતવર્ષનાં સમગ્ર તીર્થોમાં ફેરવી-પિતૃભક્તિનું અપૂર્વ દૃષ્ટાંત શિખવનાર પિતૃભક્તિ શ્રવણ-પિતાના ફક્ત એકજ વચનને ખાતર-અપૂર્વ વૈભવ વિલાસને સૌભાગ્ય સમૃદ્ધિ યુકત રાજ્યને લાત મારી-વન વન રખડનાર રામચંદ્રજી ! પિતાને માછી કન્યાને પરણવાના માર્ગને મોકળો કરી-સુખી કરી તેમને સંતોષ આપવાની ખાતર આ જન્મ કુંવારા રહી રાજ્યપાટને રામ રામ કરનાર-ભીષ્મ આદિ ભારતવર્ષની વિભૂતિઓનું સ્મરણ કરાવનાર અશોક પુત્ર કુણાલનું અતિ ઉત્કટ-પિતૃભક્તિનું, હૃદય દ્રાવક જીવન ચરિત્ર આજરોજ વાંચકો સન્મુખ સાદર કરવા ઇચ્છા રાખી છે.

ખ્રિ૦ સ૦ પૂર્વે ૨૩૨-૨૭૨ ના અરસામાં મહારાજા અશોક નામના મહા પરોપકારી-વિશ્વવિખ્યાત-જ્ઞાનસંપન્ન-સાર્વભૌમ રાજા આ ભારતવર્ષને અલંકૃત કરી રહ્યા હતા. બહિરાંતર સૌંદર્યતા સંયુક્ત-પતિવ્રતા રાણી અસંધિમિત્રા તેમના અંતઃપુરને વિભૂષિત કરતી હતી. આવા સર્વ ગુણસંપન્ન-વિશુદ્ધ પ્રેમભાવના ભર્યા દંપતીની સંતતી કેવી આદર્શ હોય તેનો વિચાર વિવેકી વાંચકો તમેજ કરો. રાજપુત્ર કુણાલ-રાજા અશોકનો એકનો એક-નેત્રમણી-કુલદિપક પુત્ર હતો. તે અતિશય સુંદર-ગુણવાન-શૂરવીર અને વિનયી હતો. રાજાનો તેમજ પ્રજાજનોનો તેનાપર અતિશય ચાહ અને પ્રેમ હતો. અને એ ભવિષ્યનો રાજા મહારાજા અશોક કરતાં પણ વિશેષ ન્યાયી-દયાળુ અને પરોપકારી થશે એમ સર્વેને લાગતું હતું. સાર્વભૌમ અશોક રાજા જેવા પ્રતાપી પિતાના પુત્રના સુખ-સમૃદ્ધિ-સાહ્યબી અને આનંદમાં શી ખામી હોય વારૂ ? પણ ના ! વાંચક ! રખે એવા વિચારોમાં દોરાતા. " નથી સાહ્યબી સદાય કોઇની ટકી ટકી. " એ સૂત્રાનુસાર રાજકુમાર કુણાલને પણ બન્યું. રાજકુમારપર હમેશાં અમિ વર્ષાવતી તેની માયાળુ માવડી-રાજ્યનું સૌભાગ્ય-ને રાજાનું પરમ ધન-તે રાણી આ નશ્વર જગતનો ત્યાગ કરી ગયાં. સંસારમાં બાળકોને જો કઇ પણ સુખ હોય તો તે માયાળુ માવડીનુંજ મિષ્ટ સુખ છે. ' મા-તે-મા. ' ભલે ગાંડી ઘેલી પણ મા-" માના રેંટીઆમાં બાલક સમાય-પણ બાપના રાજ્યમાં ન સમાય " એ સૂત્ર જગપ્રસિદ્ધજ છે. માતા પુત્રને નિઃસ્વાર્થ પ્રેમથી ચાહ્યા છે ને તેના સુખ દુઃખ વખતે ખરા નિર્મળ હૃદયથી તેને આશ્વાસન આપે છે. અરે ! માના તે શા ગુણ ગાઇએ. બાળક માટે ગાંડી ઘેલી ફરતી માવડી, બાલક માટે પથ્થર તેટલા દેવ ગણી પૂજતી માવડી, બાળક માટે અડધી અડધી અધીરી થતી માવડી તારાં તે શાં યશોગાન ગાઇએ-બસ તને તો નમીજ પડાય છે.

માતાના મરણથી કુણાલના દુઃખનો પારજ રહ્યો નહિ. તેમજ રાજા પણ અત્યંત દુઃખી થઈ ગયો. તે કુણાલને કોઇ વાતે પણ ઓછું આવવા દેતો નહિ. વખતના વહેના સાથે રાજાએ બીજી રાણી સાથે લગ્ન કર્યું. રાણી તિક્ષ્યરક્ષિતા એક પરમ રૂપવતી રમણિ હતી પણ તે સુંદરતા બાહ્યજ હતી. આંતરીક સુંદરતા બીલકુલજ હતી નહિ.

રાજા પણ તેની બાહ્ય સુંદરતાપરજ મોહ પામ્યો હતો. સુંદરતા ને સદ્‌ગુણ એ બે વસ્તુઓનો મિશ્રયોગ ભાગ્યવશાતજ સાંપડે છે. આ નવી પણ સુંદર રાણી અત્યંત વિષયી, સ્વાર્થી, દુષ્ટ સ્વભાવની અને દ્વેશીલી હતી. તે કયે વખતે કયું પાપ કરશે કે શું પ્રપંચ ઉઠાવશે તે અગમ્ય હતું. તેને સદ્‌ગુણી મનુષ્યોનો ખાસ દ્વેષ રહેતો. સર્વે સદ્‌ગુણી માણસો તેના શત્રુ તે સમજતી. અને આપણો રાજકુણાલ પણ તેને શત્રુ સમાનજ ભાસતો. અને ગમે તેમ તો પણ તે સાવકીમાજ કેની ?

"સાવકી મા—"

"માથાનો ઘા—"

"ખાતો ખા—"

"નહિ તો ચુલામાં જા—!"

તેને હમેશાં કુણાલ ખુંચતો હતો. તેનો સુંદર ચ્હેરો, નિરોગી દેહ ને પરમ સૌભાગ્ય જોઇને બળી જતી. અરેરે! બિચારા રાજકુમારની તેમાં શું કસુર હતી? તેની દેહલતા સુંદર હોય, તેનું સૌભાગ્ય પરમ ઉત્તમ હોય તેમાં કુણાલનો શો વાંક? પણ અપરમાતા-એ શબ્દોમાંજ એવી ખૂબી છે કે, તેની આંખને તે સર્વે અપ્રિયજ લાગે તો પછી આ રાણી શા માટે તેમાંથી અપવાદરૂપ બની રહે? વળી અધુરામાં પુરૂં રાણીએ કુણાલને કંઈક આજ્ઞા કરી હશે તે તેનાથી માન્ય થઇ નહિ હોય, સારથી તો તે તેની વેત્રણમાંજ ફરતી. ક્યારે દાવ આવે કે કુમારનો ઘડોલાડવો કરી નંખાય! એવી શુભાશા (!) તે રાખતી હતી. તેણે પ્રથમ તેનાપરથી રાજાનું મન બગાડી તેને રાજ્યમાંથી દૂર કરાવવા ઠરાવ કર્યો! રાજાને ભંભેરવા માંડયો ને તેનાપરથી રાજાનો ભાવ કમતી થવા લાગ્યો. મીઠું મીઠું બોલી રાણીએ રાજાના મગજપર પોતાનો કાબુ સંપૂર્ણ જમાવી દીધો. કહો કે રાજાને તેણે વશ કરી લીધો ને પોતાનો હેતુ સાધ્ય કરી લીધો. ખરે સુંદર સ્વરૂપ! તેં શું ઓછી ખાનાખરાબી કરી છે કે કુણાલનું સુધારે? હમેશાંની કારણીથી રાજાની મતિ પણ બદલાઇ ગઇ ને તેણે પણ નિશ્ચય કર્યો કે કુણાલને પરદેશમાં કહાડવો.

અરેરે! પુત્ર વત્સલ રાજા! ત્હારો પુત્ર પ્રેમ કયાં ગયો? ત્હારી રાણીનું સ્મરણ કર! શું તે ગઇ એટલે તેનો તું મટી ગયો? શું તું નવીનોજ બની ગયો? રે! રાજન! ત્હારી વિદ્વત્તા-ત્હારી બુદ્ધિમત્તા કયાં સંતાઇ ગયાં? પુત્રપ્રેમ-ન્યાય-દયા-નીતિ નાશી ગયાં ને વિષયી રાજા એક વિષયી દુષ્ટાનું રમકડું-અરે હથિયાર બન્યો.

ઓ! અપરમાતાના રંકપુત્રોના પિતા ચેતજો આ દ્રષ્ટાંતથી તમો સારો ધડો લેજો. સ્ત્રીના મૃત્યુથી તેને વિસ્મૃતિના પડદા તળે ઢાંકી દઈ નવીના મોહપાશમાં ફસાઇ, તમારા પુત્રો તમારી નવી સ્ત્રીના પ્રપંચથી અન્યાય ના પામે-સરસ્વતીચંદ્રમાંની "પેલા બાળુની કથા" જેવું ન થાય તેનો તપાસ રાખજો.

નવી રાણી તેનું સુંદર સ્વરૂપ-દિવ્ય યુવાવસ્થા ને મીઠા મીઠા શબ્દો બોલનાર પછી પુછવુંજ શું? રાજા રાણીનું રમકડુ થઇ પડયો. રાણી બોલી કે પરમેશ્વરજ બોલ્યા. રાણીને

રાજાના ગુપ્ત મંત્રો, પટકર્ણ થવાજ પામતા નહિ ને તેનો અમલ તુર્તજ થતો. રાણીના ભંભેરવાથી રાજાએ એક દીવસ હુકમ કર્યો કે કુણાલે પત્નીસહ કુસુમપુર છોડી ત્યાંથી પાંચસો ગાઉ દુર તક્ષશિલા ગામ તરફ જવું. ત્યાંના સુબાની જગ્યાપર રાજકુમારની નિમણુંક થઇ. પોતાના પિતા, પહેલાં તો તેને પલવાર પણ નેત્રોથી દુર કરતો નહિ, તેનાજ તરફથી આવી આજ્ઞા સાંભળી રાજકુમાર વિસ્મિત થયો પરંતુ આ હુકમ થવામાં પોતાની સાવકી માતાનોજ ઉપકાર થયો હશે ! એમ સમજી તેણે તત્કાળ તક્ષશિલાનો રસ્તો પકડયો.

તેને પોતાના બાપની ફરી ગયેલી પ્રકૃતિ સંબંધીજ લાગ્યા કરતું હતું. શું આ અપરમાતાનોજ પ્રસાદ હશે ? એવા સવાલો હૃદયને પુછતો પુછતોજ તે દૈવનાપર ભરૂસો રાખી ચાલ્યો. હાય ! અપરમાતા ! તેં કોને શાંતિથી બેસવા દીધા. અરેરે ! બિચારા સરસ્વતીચંદ્ર ! અપરમાતાના પરાક્રમેજ તમારે છતા વૈભવે ફકીરીવેશમાં ગામે ગામ ને ડુંગરે ડુંગર રઝળવું પડયું ને ? કુમુદ જેવા રત્નનો ત્યાગ કરવો પડયો ને ? અરેરે મહાત્મા ધ્રુવજી ! ભરી સભામાં—પિતા જેવા પિતાના ખોળામાંથી ધક્કો મારી–સુકોમળ દેહને ગાળી નાંખવા–વન વગડાના હિંસક પશુઓ ભેગા રહેવા મોકલવાનો ઉપકાર એ તમારી અપરમાતાનોજ કેના ! મહાત્મા રામચંદ્રજી ! રાજ્યનો ત્યાગ કરી–વનવન રખડાવનાર–ભયંકર યુદ્ધ કરાવનાર–તથા અપાર કષ્ટો સહન કરાવનાર તમારાં અપરમાતાજ કેના ! અપરમાતાએ કયાં ઓછી નામના કરી છે ?

અશોક રાજા દિવસે દિવસે નબળો થતો જતો હતો. વૃદ્ધાવસ્થાએ પોતાનો અમલ અને પ્રભાવ બતાવવાં શરૂ કર્યાં હતાં. આવી વખતે પુત્ર પાસે રહે તેની કેટલી બધી આવશ્યકતા હતી ! કુણાલને ઘણુંય લાગતું–પિતાની સેવા–શુશ્રુષા આજ્ઞા ઉઠાવવા આ વખતે પિતાની નીકટ રહેવાની જરૂરીયાત તે સારી પેઠે સમજતો. ભલે હજારો નોકર ચાકરો હાજર હોય પણ પિતાની શું હાજતો વખતસર પુરી પાડવી પડશે તે પુત્ર સ્હમજે તેનો લક્ષાંશ ભાગ પણ નોકરો સ્હમજી શકે નહિજ પણ બિચારો કુણાલ ! પિતાએ 'જા' એમ કહ્યું એટલે તે ગયો.

રામચંદ્રજીને દશરથે કયારે રાજી ખુશીથી રજા આપી હતી પણ પિતાની આજ્ઞા શિરશાવંધ કરી લેવી (પછી ભલે તે ગમે તેવી આજ્ઞા હોય.) એ સત્પુત્રનું કર્તવ્ય ગણાય.

રાજપુત્ર કુણાલે પિતૃઆજ્ઞાનું તુર્તજ પાલન કર્યું ને જતી વખતે પિતાનો આશિર્વાદ લેવા તે ગયો. આ સમયે રાજા અશોકને કેટલું બધું પરમાવધિ દુઃખ થયું હશે ? તે કોણ કહી શકે ? તેણે કુણાલને ઘણાજ પ્રેમથી પોતાની છાતી સાથે દબાવ્યો. તેનું માથુ સુંઘ્યું: તથા બાજુપર લઇ જઇ જણાવ્યું—"પુત્ર ! મ્હારી તરફથી જે આશિર્વાદ કે આજ્ઞાપત્રો આવે તેની પ્રથમ સંપૂર્ણ ખાત્રી થયા બાદજ તે અમલમાં લાવજે ને તે પત્રો મ્હારા પોતાનાજ છે કે નહિ ! તેની ખાત્રી ભરી નીશાની માટે તને ચોકસ નીશાની કહી રાખું છું. કે દરેક પત્ર પર લાખની સીલ મારી તેના પર મ્હારા આગલા બે દાંત બેસાડી મ્હોર કરીશ. જે પત્રો પર સીલ કરી મ્હોર કરી હોય તેજ પત્રો ત્હારે મ્હારા ખરા પત્રો માની તે પ્રમાણે વર્તન કરવું. જા બેટા. ત્હારૂં કલ્યાણ થાઓ" આટલું બોલતાં તો રાજા અને કુણાલના નેત્રોમાંથી અશ્રુ–અવિરલપણે ખરવા લાગ્યાં. કેલના ગર્ભ જેવો સુકુમાર–કંદર્પને પણ જીતી લે તેવો સુંદર રાજપુત્ર પરદેશ જાય–પોતાની આંખ આગળથી ઇચ્છિા વિરૂદ્ધ દૂર થાય એ કયા રાજાથી સહન થાય ? પરંતુ હાય સુંદરતા ! ત્હેંજ અનેક રાજાઓને પુત્ર

વિયોગ કરાવી રાજ્યમાં અનેક જાતિના કલહો કરાવ્યા છે. ધિક્કાર છે સાવકી માતાઓ ત્હમને ધિક્કાર છે તમારા પ્રપંચ કુશળ ચારિત્રને તથા દ્વેષી સ્વભાવને! જ્યારે સ્ત્રી સાવકી માતાના રૂપમાં બદલાઇ જાય છે ત્યારે તે માનુષી મટી પીશાચી બની જાય છે. અમે કહીશું કે ધિઃકાર છે તેવી માતાઓને.

સાવકી માતાઓ! તમે અનેક પ્રપંચો કરીને, અનેક સુકુમાર હૃદયોમાં અગ્નિની ધગધગતી લોહશલાકાઓ ખોસી દીધી છે! રાજા નવી રાણીની સુંદરતામાં લુબ્ધ હતો છતાં તે સાવકીમાતાના પ્રપંચોને જાણી ગયો હતો, તોપણ તે કંઇ પણ બોલી શક્યો નહતો. તેણે ક્લેશનું મોઢું કાળું કરવાના ઈરાદેજ આ માર્ગ સ્વિકાર્યો હતો.

રાજપુત્ર પણ જાણી ગયો કે પિતા મ્હારાપર ગુસ્સે નથી પણ સાવકી માતા પોતાનો ઘાત કઇ વખતે કરશે-કરાવશે તે અગમ્ય છે, એમ જાણીનેજ પ્રીય પિતાએ પોતાને તેનાથી દૂર રહેવાની ગોઠવણ કરી હશે એવું રાજપુત્રને જણાયું. ખરેખર! ભક્તિ તે આનુંજ નામ! અવળાનો સવળો અર્થ લેવાય છે. એ પિતૃ ભક્ત રાજકુમાર પોતાની સુંદર સુકુમાર પત્નીને લઇને તક્ષશિલા તરફ ચાલી નીકળ્યો.

નવી રાણી તિક્ષ્યરક્ષિતાએ રાજપુત્રને રાજાથી દૂર કાઢયો તેનું કારણ નીરાળુંજ હતું. તે સાવકી માતા હતી તેથી રાજપુત્રપર તેને ગુસ્સો તો હતોજ પણ તેથીજ તે અટકી બેસવા ધારતી નહતી. હવે તેણે રાજપુત્રનું બીલકુલ કાટલુ કાઢવા ધાર્યું, ને તેનો રસ્તો ગ્રહણ કર્યો. કુમાર કુણાલ તક્ષશિલા ગયા બાદ રાણીએ છ માસ સ્વસ્થતાથી કાઢી નાંખ્યા ને પછી પોતાની શેત્રંજની રમત શરૂ કરી.

તેણે હવે એક પત્ર તૈયાર કર્યો ને તે તક્ષશિલાના એક બીજા સ્થાનિક અમલદારને મોકલવા ગોઠવણ કરી. રાજા હમેશાં જેવી રીતે કાગળો તૈયાર કરતો તેવી રીતેજ રાણીએ આ પત્ર બીડી લાખની સીલ કરી તૈયાર કર્યો હતો કારણ રાજાના ચિરપરિચયથી રાણી રાજાની દીનચર્યા કે કૃતીથી અજ્ઞાન રહેતી નહિ. હવે માત્ર રાજાના આગલા બે દાંતની મ્હોર કરાવવાનું બાકી હતું તે પણ રાણીએ ઘણાજ પ્રપંચથી કરાવી લીધું. એક દીવસ રાજાના ભાણામાં કેફી પદાર્થ નાંખી તેને બેભાન કરી નાંખી પેલા લાખના સીલપર રાજાના બે દાંત દાબી દીધા. તે આ રીતે લાખના સીલપર મ્હોર બરાબર થઇ રહી. રાણીનું કામ બરાબર પાર ઉતર્યું. તે ફતેહ પામી. તેનો દાવ જીતી. તેણે જેમ રાજા પોતાના કુમારપર આજ્ઞાપત્ર મોકલે તેવીજ રીતે આ દુષ્ટાએ તે પત્ર રાજપુત્ર કુણાલપર રાજાના ખાસ નોકર સાથે રવાના કરી દીધો.

વાંચક! આ પત્રમાં શું લખાયું હતું? કંઇ કલ્પનાં આવે છે? અરેરે! તેમાં બિચારા નિરપરાધી કુણાલના સર્વનાશના વર્તમાન હતા તે આગળપર વાંચકને સાદર કરીશું.

પત્ર લઇ જનાર નોકરે તે પત્ર સુરક્ષિતપણે તક્ષશિલા જઇ કુણાલના હાથ નીચેના અધિકારીને આપ્યો. અધિકારીએ પત્રપર-પોતાનું શીરનામું વાંચ્યું ને અજબ થઇ રહ્યો. કારણ અદ્યાપિ તેના સરનામાનો પત્ર આવ્યોજ નહતો. સર્વે પત્રો રાજકુમાર કુણાલના સરનામાનાજ આવતા ને આજે આમ કેમ? હશે! પત્ર ફોડી જોવામાં હરકત નથી એમ વિચારી અધિકારીએ ધડકતે દીલે તે પત્ર ફોડયો, ને વાંચ્યો પણ રે હાય! તે પત્ર વાંચતાંજ તેના હૃદયને વિજળીના જેવો સખ્ત આંચકો લાગ્યો. એવો તે શો મજકુર સમાયેલો હતો. તે પત્ર નીચે મુજબ હતો.

## શ્રીમન્ મહારાજા અશોકવર્ધન તરફનું આજ્ઞાપત્ર.

મુકામ તક્ષશિલા. તત્ર રાજ્ય સેવા કુશળ–વિશ્વાસુ રાજ્ય ભક્ત શિલાદિત્ય તરફ ભારતવર્ષીય સામ્રાટ શ્રીમાન મહારાજાધિરાજ અશોક વર્ધન તરફથી આજ્ઞા ફરમાવવામાં આવે છે કે–આ પત્ર મળતાંજ રાજકુમાર કુણાલનાં બન્ને નેત્રો લોખંડના તપાવેલા સળીઆથી ફોડી નાંખવાં તથા તે આંધળાને તથા તેની પત્ની બેઉને હિંસક પશુઓથી નિવાસિત જંગલમાં હાંકી મુકવાં.

ખાસ કારણને લીધેજ આ આજ્ઞા ફરમાવવામાં આવે છે, ને કોઇ પણ કારણે અમારી આજ્ઞાનો અસ્વિકાર કરવામાં આવતાંજ તમારા પ્રાણ સંશયમાં સ્હમજવા.

આજ્ઞાનો અમલ સત્વર કરવો.

કુસુમપુર. } સહી.
મહારાજા અશોકવર્ધન.

વાચક! વાંચી રહ્યા! મહારાજા અશોકનું આજ્ઞાપત્ર!!! બિચારો અમલદાર તો એક સંગેમરમરના પુતળા જેવો જડ બની ગયો ને વિચાર કરવા લાગ્યો કે ના! ના! આ પત્ર ખરો હોયજ નહિ. ખોટું. બીલકુલ બનાવટી આ પત્ર છે. નિઃશંસય: કંઈ કાવતું જણાય છે, કારણ કે રાજકુમાર તક્ષશિલા આવ્યા ત્યારથીજ સર્વે પ્રજા આનંદમાં રહેતી હતી. કોઇને કોઈ પ્રકારનો અન્યાય, ત્રાસ કે જુલમ થતો નહિ. ઉલટી સર્વે પ્રજા રાજકુમારને તેની ન્યાય પ્રિયતા ઉદારતા તથા ડહાપણને લીધે ધન્યવાદ આપતી હતી. તે તેવાજ રાજાનું દીર્ઘ સાશન ઇચ્છતી; તેથી અશોક રાજા તે પોતાના એકથી એક પણ આવા સદ્‌ગુણ પુત્રને આવી કઠોર શીક્ષા કરવાનું કંઇ પણ કારણ નથી તેથી આ પત્ર ફાડી નાંખી સ્વસ્થ બેસવું એ ઠીક જણાય છે. પણ વળી રાજ્યના કાયદાનો વિચાર તેને આવવા લાગ્યો. કારણ ગમે તેવી તોપણ રાજ્યકર્તાની આજ્ઞાનું અપમાન તેને કરવાનું હતું! છતાં પણ ગમે તેવી ભયંકર શિક્ષા ખમવી પણ સુકુમાર કુણાલનાં નેત્ર ફોડી નાંખવાનું ભયંકર કામ તો તે નજ કરી શકયો, ને તે ખાના ખરાબી કરનાર પત્ર તેણે ફાડી નાંખ્યો.

પણ તેનું પરિણામ બહુજ ભયંકર નીવડયું. તે પત્રે અધિકારીના જેટલો નજીવો કુણાલને જણાયો નહિ. તે પત્ર પરની મ્હોર કુણાલે જોઇ તો મ્હોર પર આબાદ બે દાંત બેઠેલા નજરે પડયા તેથી તે પત્ર બનાવટ નહિ પણ ખરેખરજ મહારાજની આજ્ઞા છે એમ રાજકુમારે નક્કી માન્યું. તેણે તુર્તજ તે અધિકારીને બોલાવ્યો અને દ્રઢતાથી જણાવ્યું કે મહારાજ! મારા પૂજ્ય પિતાની આજ્ઞા હું મરણાંત ઉલ્લંઘન કરીશ નહિ અને તમને ઉલ્લંઘન કરવા દઇશ નહિ. તમે હમણાં ને હમણાંજ મહારાજની આજ્ઞા પ્રમાણે વર્તો.

પણ બિચારા અધિકારીના હાથ તે હૃદય વિદારક–કાર્ય કેમ કરી શકે? એક સુકુમાર પુષ્પપર–નિર્દોષ કુમારપર એવો સખ્ત પ્રહાર કયો હાથ કરી શકે વારૂ? તેણે કહ્યું–મહારાજ! આપની તેમજ મ્હોટા મહારાજ બન્નેની આજ્ઞાનું હું ઉલ્લંઘન કરૂં છું. એ માટે આપ મને ગમે તે શાસન ફરમાવી શકશો–પણ આપનાં નેત્રને સ્પર્શ કરવાનું સાહસ હું કદાપી કરી શકીશ નહિ.

પરંતુ કુણાલનો નિશ્ચય અડગ હતો કે "દેહાંત થતાં પણ પિતૃ આજ્ઞાનું ઉલ્લંઘન કરવું નહિ." રાજકુમારે પોતેજ લોખંડના બે સળીઆ અગ્નિમાં ધગધગતા કરી–પોતાને હાથેજ–હસ્તાં હસ્તાં પોતાનાં બન્ને સુકુમાર નેત્રોમાં ખોસી દીધાં, ને બીજીજ ક્ષણે તે હસતો–રમતો યુવાન–સુકુમાર રાજકુમાર અંધત્વને પ્રાપ્ત થયો ને પોતાની પત્નિ લઇને પોતે જાતેજ ઘોર અરણ્યમાં ચાલ્યો ગયો. અહા! કેવી દિવ્ય પિતૃ ભક્તિ? વાચક! જગતમાં

જો કોઈ પણ ખરો પિતૃભક્ત પુત્ર હોય તો તે કુણાલજ હોવો જોઇએ. પિતાની આજ્ઞા તે ઇશ્વરની આજ્ઞા સમજીને તેણે તેનું પાલન કર્યું છે. દિલગીરીનો એક શબ્દ, દુઃખનો એક સુસ્કાર કે ક્રોધનો એક હરફ પણ ઉચ્ચાર્યા વિના-હસતાં હસતાં આવી કઠોર પિતૃ આજ્ઞાનું પરિપાલન કરવામાં તેણે એક પળ પણ વિલંબ લગાડયો નથી. ધન્ય છે એ ઉત્કટ પિતૃભક્ત રાજકુમારને. અરે! કોઇ ગરીબી કે સંકટમાં ઉછરેલો પુત્ર-પિતૃ આજ્ઞા પાળે તો તેને ઓછું લાગે પણ જે વિલાસ વૈભવમાંજ ઉછર્યો છે, જેની દેહલતા માંખણ જેવી મૃદુ છે, જેને છીંક આવતાં સેંકડો દાસદાસીઓ ખમા ખમા કરતી હાજર થઇ જાય છે, જે ભાવીનો રાજા છે. એવા સુકુમાર રાજકુમારને અત્યંત દુઃખ દરીયામાં-પિતૃભક્તિની ખાતર યાહોમ કરતાં વિલંબ ન લાગ્યો! એમને ધન્ય છે. વળી ધન્ય છે તેની પતિવ્રતા પત્નીને! તેણીએ પણ પોતાના પતિને પિતૃ આજ્ઞા પાલન કરતાં રોકયો નહિ. પણ ધીરજ રાખી શાંતિથી તેની સાથે અરણ્યમાં ચાલી નીકળી. અહો! દેવી! તને પણ ખરેખર ધન્ય છે! પતિની ઇચ્છાને માન આપી પોતે પણ અરણ્યનાં ઘોર દુઃખો સહન કરવા કટિબદ્ધ થઇ. આજની સ્ત્રીઓ! અમે તમને કુણાલની પત્નિની આ વખતની સ્થિતિ ધૈર્યતા-શાંત ચિત્તવૃત્તિ-અને પતિભક્તિ તરફ લક્ષ આપવા કહીએ છીએ. જુવો! જુવો! કુણાલ પત્ની કેવી પતિભક્તિવાળી અને સહનશીલ છે. કેવા પ્રકારનાં દુઃખ સહન કરવા તે તૈયાર થઇ છે! જુવો આ અંધ રાજપુત્ર ને કુણાલ પત્ની! કુણાલ પત્ની પતિને દોરતી ચાલી જાય છે. અહા! આદર્શ પુત્ર-આદર્શ પુત્ર વધૂ અને આદર્શ દંપતિ-તમને પ્રણામ. ઓ! આજના પાશ્ચાત્ય વિદ્યાથી અમૃત બનેલા ફેશનના દાસ થયેલા-યુવાન પુત્રો!

પિતૃભકત કુણાલનું દ્રષ્ટાંત જોઇને તમારા જીવન સાથે તેનું જીવન સરખાવો. કયાં તમારી ઉચ્છૃંખલતા, પિતૃઆજ્ઞાને અવગણના કરવાની વૃત્તિઓ! કયાં તમારો વડિલો પ્રત્યેનો અવિનય અને કયાં રાજકુમાર કુણાલની પિતૃભકિત!

અરે! આજના જુવાનીઆનોને પિતૃઆજ્ઞા પાળવી પડે, પિતાના ખાતર કંઇ અગવડ વેઠવી પડે, કે પિતાના ઠપકા સાંભળવા પડે, તો તેમના **'નાકનાં ટીચકાં'** નડીયાદ તરફ રવાના થાય છે. અરે! કેટલાક પુત્રો તો મેલાઘેલા પિતાના પુત્ર કહેવરાવવા માટે પણ લાજીમરે છે. હાય! અધમ પુત્રો! તમને જન્મ આપી આ સ્થિતિએ પિતાને શું આબદલો તમે આપો છો? જુઓ? જુઓ? આ કુણાલ તરફ ને કંઇક નવીન પાઠ શીખો!

રાજપુત્ર કુણાલ અને તેની સુંદર યુવાન પત્ની! આટલા દિવસ સુધી સુખ અને આનંદમાં મઝા કરતા હતા. અનેક દાસ દાસીઓથી વીટલાઈ સ્વર્ગ સુખ અનુભવતા હતા. ઇચ્છાનુસાર ભોજન શયનને વિહાર કરતાં હતાં. આજે તેમની કસોટીનો વખત આવી લાગ્યો છે. સુખ પછી દુઃખ આવે છે એ સૂત્ર અહીં સાક્ષાત્કાર થાય છે. એ નિયમાનુસાર તેમને આજે દુઃખનો રાશી દાબી નાખવા ડોકીઆં કરી રહ્યો છે. પરંતુ તે ગભરાયાં-અકળાયાં કે દુખી થતાં નથી. દુઃખને દુઃખ માનતાં નથી પણ પિતૃઆજ્ઞાનું પાલન કરે છે. ખરે!

"પડે સંકષ્ટની શ્રેણી,"
"દુખોના ડુંગરા આવે!"
"ધરો સમભાવ અંતરમાં"
"પ્રભુનો માર્ગ સાચો એ!"

પાદરાકર.

"સદા સંસારમાં સુખ દુખ સરખાં માની લઇએ !"

( મહુમ સાક્ષર ડાહ્યાભાઇ. )

એ સૂત્રને અનુસરતાં તેઓએ ઘોર અરણ્યમાં પ્રવેશ કર્યો. તક્ષશિલાની ગરીબડી પ્રજા અને સમગ્ર અધિકારી મંડળને રડતાં મુકીને તેઓ જંગલનાં હિંસક પશુઓનાં મુખ આગળ પહોંચી ગયાં પરંતુ જેઓની મુખશ્રીપર પિતૃભક્તિની પ્રતિભા છવાઇ રહીછે એવા તે દૈવી દંપતી તરફ જે હિંસક પશુઓએ દ્રષ્ટિ સરખી પણ કરી નહિ. પતિ પત્ની બન્ને જણુ જંગલમાં આમ તેમ ફરી વનફળોનો આહાર કરે છે. હથેળીમાં લઇને ખોબે ખોબે પાણી પીએ છે. રાત્રે પાંદડાં અને ઘાસની પથારીમાં સુવે છે. અંધ પતિને ક્વચિત્ વિનોદને અર્થે પત્ની મધુરા સાદે નીતિ ભર્યાં–સુલલિત ગીતડાં ગાઇ સંભળાવે છે. ફરતાં ફરતાં વળી એકાદ ગામ આવી ચઢે છે તો ત્યાં ભિક્ષા માગી પેટ ભરે છે. એમ દીર્ઘકાળ ફરતાં ફરતાં અનાયાસે દૈવ યોગે તેઓ તેજ કુસુમપુરમાં આવી પહોંચ્યાં કે જ્યાં રાજા અશોક રાજ્ય કરે છે. ભિક્ષા માગતાં માગતાં–તેઓ કેટલાંક ગાયનો ગાતાં ચાલ્યાં જતાં હતાં. ગાયનો ગાવાથી લોકો તેમને પ્રેમથી અન્નવસ્ત્ર આપે છે.

સંગીત–ને તે પણ વળી એક રાજકુમારના મુખે ગાવાનું કેટલું મધુર હોય ! તદુપરાંત કુણાલ બાલ્યાવસ્થાથીજ મોટા મોટા ગવૈયાઓની સોબત થયેલી હોવાથી ઘણું સુલલિત ગાઇ શકતો હતો. કુણાલને આ ગાયન રાજા અશોકે બાલ્યાવસ્થામાંજ શીખવાડ્યું હતું જે તેને કંઠાગ્ર હતું. આજે કુસુમપૂરમાં આવ્યા પછી એક રાજ્યમહેલ પાસ ઉભો ઉભો અંધ કુણાલ તેજ ગાયન ગાતો હતો. રાજા દિવાનખાનાની બારી પાસેજ એક રત્ન જડીત સોફા પર બેઠો હતો તેણે પેલું ગાયન સાંભળ્યું.

રાજાને તે ગાયન સાંભળતાંજ વિદ્યુત્–પ્રકાશની પેઠેજ પોતાનો પુત્ર સાંભર્યો. તે અવાજ પોતાના રાજપુત્રનોજ છે એમ તેને નક્કી લાગ્યું–રાજાએ તુર્તજ નોકરને આજ્ઞા કરી કે "અરે ! કોણ છે રે ! નીચે પેલો કોઇ ભીખારી ઘણા મીઠા સ્વરે ગાયન ગાય છે તેને મ્હારી પાસે લઇ આવ ! તે મને ઘણુંજ પસંદ પડયું છે."

મહારાજાની આજ્ઞા થતાંજ નોકરો દોડયા અને ગાયન ગાનાર ભિક્ષુકોને મહારાજા સન્મુખ હાજર કર્યા. અશોક રાજાને ભિક્ષુકને જોતાંજ શંકા ઉત્પન્ન થઈ પરંતુ તેમની આવી કંગાળ સ્થિતિ થાય અને આવી દીન સ્થિતિમાં અહીં આવે એવો કંઈ સંભવ જણાયો નહિ. મોઢાનો ચહેરો તો ઘણાયનો મળતો આવે છે તેથી વિશેષ ખાત્રી કર્યા શિવાય તેમને કંઇ પણ કહેવું ઉચિત જણાયું નહિ. તેથી રાજાએ ભીક્ષુકને પુછ્યું—

"અરે ! તું કયાંનો રહેનાર છું ? ત્હારૂં નામ શું ? તું જે ગાયન ગાય છે ? તે તને કોણે શીખાવ્યું ? શું તું કહેશે કે ?" આ પ્રશ્ન સાંભળતાંજ કુણાલ હસ્યો અને ક્ષણવાર સ્તબ્ધ થયો. પછી તેણે એક નવું ગાયન જોડી કહાડી તેમાં એવું ગાયું કે તે પોતે એક મોટા સાર્વભૌમ રાજાનો પાટવી પૂત્ર હતો. રાજાની આજ્ઞાથી તે પિતાની નજર આગળથી દૂર થયો પરંતુ પછીથી કોઈ કારણને લીધે તેના શત્રુઓએ કંઇ ભંભેરણી કરી, અને રાજાને હાથે અધિકારીઓને પત્ર લખાવી તેની આંખોમાં ઉન્હા ઉન્હા સળીઆ ઘોંકાવી, પત્ની સાથે જંગલમાં કાઢી મુકાવ્યો. પ્રથમ તો કારભારીઓએ તે પત્ર ખોટા ઠરાવ્યો પણ રાજપુત્રે પોતેજ તે પત્રપર રાજાના દાંતની મ્હોર જોઇ ખાત્રી કરી પોતેજ પિતાની આજ્ઞા માન્ય કરવા પોતાનેજ હાથે આંખો ફોડી પત્ની સાથે અરણ્યમાં ચાલ્યો ગયો. સાંથી ભીખ માગતો માગતો, દુઃખ અને દરિદ્ર વેઠતો વેઠતો દૈવયોગે અહિં આવી ચઢ્યો છે."

આ હૃદયને ભેદી નાંખનારી હકીકત સાંભળતાંજ રાજાએ પુત્રને ઓળખ્યો ને તુર્તજ સોફાપરથી ઉઠીને પુત્રને છાતી સરસો ચાંપી દીધો. રાજાનાં નેત્રોમાંથી ચોધાર આંસુ પડવા લાગ્યાં; ને સર્વત્ર દિલગીરી પ્રસરી રહી. રાજાએ કહ્યું, બેટા ! કુણાલ ! હને કોઇએ ફસાવ્યો છે ! ખોટા પત્રપરથી તું આવી માઠી સ્થિતિએ શા માટે પહોંચ્યો ? મ્હને જરાક તો ખબર કરવી હતી ! ત્હારી પાસે તે પત્ર છે કે બેટા ? હોય તો મને આપ !"

કુણાલે પિતાને ઓળખીને હાસ્ય વદને કહ્યું. "લ્યો આ પત્ર ! અહો ! પિતાજી ! એમાં દુઃખ હું માનતોજ નથી. આપના એ દાંતની મ્હોર મ્હારી નજરે પડયા બાદ હું જે આજ્ઞાનું પાલન કરવામાં શિથિલ બનું તો મ્હારી જનેતા લાજે ! આપની આજ્ઞા શિરોમાન્ય કરવી એજ મ્હારી ફરજ ! પણ તેમાં આપ શું કરો ? માણુસના કર્માનુસાર સર્વે સૂત્ર ચાલ્યાં કરે છે તેમાં મનુષ્ય તો માત્ર નિમિત્ત રૂપ છે. પામર પ્રાણી શું કરી શકે છે. પૂર્વભવ સંચિત અનુસાર સુખદુઃખ મળે છે. તેમાં નિમિત્ત થનારનો વાંક કાઢવો એ'તો કેવલ ભ્રમ છે. પિતાજી આપને મ્હારા પ્રણામ છે." એમ કહીને પિતાના ચરણમાં શીશ ઝુકાવી લાંબો થઇ પડયો.

જેના મુખપર નિર્દોષ હાસ્યની પ્રતિભા ફેલાઇ રહી છે એવા કુણાલ તથારાજાના હૃદયની દશાનું કારૂણ્યરસથી છળકાતું ચિત્ર કયા ચિતારાની નિર્માલ્ય પીછી ચીતરી શકે વારૂ ?

કુણાલની પાસેથી પત્ર મળતાંજ રાજાએ તે બરાબર તપાસ્યો. પોતાના દાંતની મ્હોર તપાસીને આંસુથી છલકાતે નેત્રે તે સંધાયલો પત્ર વાંચવા માંડયો. વાંચીને તેણે જાણી લીધું કે આ દુષ્કાર્ય માત્ર રાણી તિક્ષ્યરક્ષિતાનુંજ છે. દુષ્ટા-ચાંડાલણીએજ આ પાપકૃત્ય કર્યું છે. મ્હારા રત્ન જેવા રાજપુત્રને અંધ કરીને તથા સુજ્ઞ સુકુમાર પુત્ર વહુને દ્વેષભાવથી અતિશય ગાઢ એવા દુઃખ દરિયામાં ફેંકી દીધાં છે. હવે તેને જીવતી રહેવા દેવામાં સાર નથી કારણ બીજી વખતે તે શું નહિ કરે તે સમજી શકાતું નથી. રાજાએ પુત્ર તથા પુત્ર વધુને પહેરવેશ વગેરે બદલાવીને તેઓને દિવ્ય વસ્ત્રાભૂષણુથી વિભૂષિત કર્યાં. પલવારમાં ભિક્ષુકો રાજકુમાર અને યુવરાણી બની ગયાં.

પુનઃ તે દિવ્ય પિતૃભક્ત રાજકુમાર તથા તેની પત્ની પુર્વાવસ્થાને પ્રાપ્ત થયો. તેના મુખ પર દિવ્ય પ્રતિભા વિલસી રહી. પણ હાય ! તે નેત્ર યુગલ ! તે સ્નિગ્ધ અમિ ભર્યાં રસપૂર્ણ લોચનીયાં ! કયાં છે તેનાં બે જીવન-નેત્ર રત્નો ? ગયાં સદા સર્વદાને માટે ગયાં ! પિતૃભક્તિ કેટલી મોંઘી ને મુશ્કેલ છે તે વાંચક તમેજ જુવો.

રાણીને પકડી મંગાવીને-સખ્ત શબ્દોમાં ઠપકો આપીને દેહાંત દંડની શિક્ષા કરી. તે અભિમાની ગુસ્સો કરનારી દુષ્ટા દેવી રાણીનો પ્રાણુ અને શરીર પળ વારમાં પરલોક પહોંચી ગયાં.

રાણીના પરલોકવાસના વર્તમાન કુણાલના જાણવામાં આવતાંજ બહુજ ખિન્ન થયો અને પોતાના માટે રાણીનો ઘાત થયો. ને તેના નિમિત્તરૂપ પોતે થવા માટે પોતાના આત્માને તે નિંદવા લાગ્યો પણ થવાનું તે થઇ ચુકયું હતું.

હવેજ રાજાની આંખ ઉઘડી. તે વિષયવાસનાનો ત્યાગ કરી વૃત્તિઓ સાત્વિક કરી શુદ્ધ ગુરૂની ઉપાસના કરવા લાગ્યો. તે તેજ દયાળુ ગુરૂએ રાજપુત્ર કુણાલને નેત્રો આપી દેખતો કર્યો. પાપીને પાપની યોગ્ય સજા થઇ અને કુણાલ તે દિવ્ય પિતૃભક્ત રાજકુમાર પાછો પિતાની ભક્તિ તથા પ્રજાજનોપર રાજ્ય કરવા લાગ્યો.

વાંચક મિત્ર ! પિતૃભક્તિ-દિવ્ય પિતૃભક્તિ-નું કેવું ઉમદા દ્રષ્ટાંત ! આવી દિવ્ય પિતૃભક્તિ પ્રત્યેક પુત્રને પ્રાપ્ત થાઓ એ આશા સાથે મ્હારી કલમ હવે વિરમે છે.

# मनुष्य.

( લેખક—એક સ્ત્રી. )

પ્રત્યેક મનુષ્ય રત્નની ખાણુ છે. પ્રત્યેક મનુષ્ય સંપત્તિનો મોટામાં મોટો ભાગ છે. રત્નની ખાણુમાં જેમ ઘણા રત્નો છે અને કોઇમાં ઓછાં છે તેમજ મનુષ્યની બાબતમાં પણ છે. જો પ્રત્યેક મનુષ્ય પોતાની રત્નની ખાણુને ખોલી તેનો યથાર્થ ઉપયોગ કરે તો જગત સ્વર્ગ સમાન આનંદનીય બની રહે લૌકિક ખાણુને ખોદી તેમાથી રત્નને કાઢતાં પરિશ્રમ પડે છે પણુ જ્યારે તે પરિશ્રમને સહન કરી ખાણુને ખોદવામાં આવે છે ત્યારેજ રત્ન રંગ પડે છે, માટે પરીશ્રમ કરે છે તેનેજ તે મહા મૂલ્યવાન ખજાનો સાપડે છે. પ્રત્યેક મનુષ્યની બાબતમા પણુ આમ હોવાથી પ્રત્યેક પોતેજ પ્રયત્ન કરી શોધી કાઢવાનું છે. જ્યાં સુધી મનુષ્ય પોતેજ, પોતાની ખાણુ ખોદી તેની અંદર રહેલ અમૂલ્ય ખજાનો શોધી કાઢવા પ્રયત્ન કરતો નથી ત્યાં સુધી તેમાં રહેલ અમૂલ્ય ભંડાર તેને પ્રાપ્ત થતો નથી અન્ય મનુષ્ય બીજા મનુષ્યનો ખજાનો શોધી કાઢવા અસમર્થ છે. મનુષ્ય પોતેજ તે શોધી કાઢવા સમર્થ છે તેમજ તેનો ઉપભોગ પણુ તેજ ભોગવી શકે છે અન્યને તેનો ઉપભોગ પણુ આપી શકે તેમ નથી, તેમ તેનો સંગ્રહ કરવા તેજ અધિકારી છે. તમે એક નદિ વહેતી જોઇ ઉત્તમ વિચારને પ્રગટાવો પણુ તેથી નદિને કાંઇ લાભ થઈ શકે તેમ નથી. મનુષ્ય માત્રની ફરજ છે કે પ્રત્યેક મનુષ્ય પોતાના રત્નને પોતેજ ખોદી કાઢવા જ્યા સુધી અમૂલ્ય રત્નો હાથ ન આવે ત્યાં સુધી ખાણુને ખોદ ખોદ કરે. તમારે વિચાર વડે, યોગ વડે તે રત્નોને બહાર કાઢવાનાં છે. ઉપર ઉપરના કચરાને સાફ કરી નાખવાની પણુ ફરજ તમારે માથેજ છે. મનુષ્યો પોતાની ખાણુને બરાબર ઓળખતા નથી તેથીજ તેઓ દુઃખી હોય છે. ઘણા મનુષ્યોને ખાણુ ખોદતાં આવડતી નથી તેથી ઉપરના કચરાને જોઇનેજ નાસીપાસ થઇ જાય છે. વસ્તુત તે કચરો છે માટે તેને દૂર ફેકી દેવાનો છે. અંદર ઉંડા ઉતરો. તરતજ રત્નો તમને જડશે. પ્રત્યેક તેમ કરવાને સામર્થ્યવાન છે પણુ તેને ખોદવાને પ્રત્યેકનો માર્ગ જુદો જુદો હોય છે. અમૂલ્ય રત્નો મેળવવાને અધિક સમય તેમજ અધિક વિઘ્ન નડે છે પરંતુ હીંમતવાન દઢતાથી તે ખાણુ ખોદતા થાકતો નથી, આળસી જતો નથી, અસંતોષને સેવતો નથી, ગમે તેટલાં વિઘ્નો આવે પણુ તેને મારી હઠાવે છે, ઉત્સાહને સેવે છે, તે મેળવવા અધીક તેમ વેગવાળી વૃત્તિથી ઉત્સુક હોય છે. આગ્રહ ને ઉત્સાહથીજ કાર્યની સિદ્ધિ થાય છે. ધૈર્યને ધારણુ કરવાથી કામ પાર પડે છે માટે મેહેનતથી ડરો નહિ. આવો ખજાનો તમારા હાથમા છતા તમારે શું દરિદ્ર રહેવું છે? ક્ષુદ્ર ધન મેળવવા માટે મનુષ્યો કેટલા પ્રયત્નને સેવે છે! તો આ તો અમૂલ્ય ખજાનો મેળવવાનો છે તો પછી તેને માટે કેટલા અપરિમિત પરીશ્રમની અગત્ય છે તે વાચકને સહજ સમજાઇ જશે. અધર્મ અને અન્યાય માર્ગની પ્રકૃતિથી આ ખજાનો મળી શકતો નથી પણુ ધર્મ અને ન્યાય માર્ગની પ્રકૃતિથી આ ખજાનો મળે છે અને લાભો ઉપજાવે છે, પણુ મનુષ્યોએ સારા ખોટાના અંદરના ભાગના રહેલ તત્વને સમજવું જોઇએ. જેઓ આ પ્રયત્ન કરતા નથી તેઓ કાર્યમા વધતા નથી. સારામાજ શુદ્ધ તત્વ હોય છે એટલુંજ નહિ પણુ ખોટામાથી પણુ ઘણીક વખતે શુદ્ધ તત્વ દ્રષ્ટિએ પડી આવે છે. માટે શોધક બુદ્ધિ રાખવી એ મનુષ્યની ફરજ છે. આ ખાણુને પ્રાપ્ત કરવા માટે નીરંતર પરી-

શ્રમને સેવી ઉત્સાહથી ઉદ્યમજ કરવો જોઇએ. જમીન કઠીન હોય છે તો ખોદતાં અધીક શ્રમ પડે છે તેમ ઘણી વખત આ પ્રાપ્ત કરતાં અધિક પરિશ્રમ પડે તો પાછા પડવાની અગત્ય નથી. આળસને બીલકુલ સજી દેવું જોઇએ. આ ખોદી તેમાંનાં મુલ્યવાન રત્નો મેળવી તેનો સમો ઉપભોગ કરો. તમારામાં રહેલ આવી અપૂર્વ ખાણને ખોદી કાઢી તેનો ઉપભોગ કરવામાં હવે વીલંબ ન કરો. સદ્ વિચાર વડે, યોગવડે, ભક્તિ વડે અને એવાજ બીજા ધર્મના વિધવિધ માર્ગ વડે આ ખાણને ખોદી સમગ્ર સંપત્તિ પ્રાપ્ત કરો.

# जगत.

(લેખક—જયસિંહ પ્રેમાભાઇ કપડવણજ.)

ખરેખર જગત પડઘા જેવું છે. આપણે જેને સ્વર કહીએ છીએ તેનોજ પડઘો પડે છે. પ્રેમના શબ્દ બોલતાં તેનો પડઘો આપણે સાંભળીએ છીએ, તેમજ કોઇનો શબ્દ બોલતા કોઇનો પડઘો સંભળાય છે. જો તમે તીરસ્કારની દ્રષ્ટીથી જુઓ છો તો તમારા પ્રતી પણ તેવીજ દ્રષ્ટી અન્યની હોય છે. જગતમાં કેવળ તમારા શબ્દનોજ પડઘો નથી પડતો પણ તમારા વિચાર તેમજ વર્તનનો પણ તેમાં પડઘો પડે છે. મનુષ્યોનો મોટો ભાગ એમ માને છે કે કોઇ પણ મનુષ્ય આપણને દુઃખ ઉપજાવે છે તેમાં આપણે નીમીત હોતા નથી પણ જે મનુષ્ય આપણને ઉપજાવે છે તેથી તે દોષીત છે; પણ આમ માનવુ ભુલભરેલુ છે. ખરેખર રીતે તો કોઇપણ દ્વારા દુઃખ કે હાની ઉત્પન્ન થાય તેમાં મુખ્યત્વે તો આપણેજ કારણભુત છીએ અને તેવા કારણને લેઇનેજ આપણને કારણભુત કહી શકાય. ખરેખર તો આપણીજ કૃતિથી આપણને દુઃખ કે હાની પ્રાપ્ત થાય છે. આમ છે માટે જો તમારે સુખ મેળવવું હોય તો જગતમાં અન્યને સુખ થાય તેવાં કૃત્ય કરો. તમે દુઃખ, ભય, શોકના વિકારોને જગતમાં પ્રસારી સુખ, નીર્ભયતા, આનંદની ઇચ્છા જગત પાસેથી રાખો એ ખોટું છે. તમે કૃતિથી, વાણીથી, વિચારથી જગતમાં જે જે પ્રસારશો તેનો પડઘો પડશે. નીરંતર તમારી કૃતિમાં, વાણીમાં અને વિચારમાં આનંદ, નિર્ભયતા, જ્ઞાન વગેરેના વિચારોને પ્રસારો તો જ્યાં ત્યાં તમને તેનાજ પડઘા સંભળાશે. જો તમે મધુરતાના, ઉચ્ચતાના, સુખના, શાન્તિના, અભ્યુદયના ઇચ્છક હો તો તમારી કૃતિ, વિચાર અને વાણીથી તે વસ્તુઓને પ્રસારો, જેવી કૃતિ તમે કરો છો તેવી પ્રતિ ઉત્તરમાં સંભળાય છે. તમારી દુઃખમય સ્થિતિ માટે બીજા કોઇને કારણ રૂપ ન જાણો પણ તમે પોતે તેના કારણભૂત છો એમ માનો. તમે દુઃખમય સ્થિતિમાં હો તેથી કંટાળો નહિ. તમો તમારી કૃતિથી વાણી અને વિચારથી શુભ પ્રકૃતિને આદરો તેથી તેના પડઘા તમને તેવા સંભળાશે વાણીથી જ સુખનો વિચાર કર્યાથી અને કૃતિ અને વિચારને વેગળા મુકવાથી એમાંનુ કાંઇ પ્રાપ્ત થશે નહિ. જ્યારે ત્રણેનું સંમેલન થશે ત્યારે વસ્તુ સિદ્ધિ યથાર્થ રીતે સીદ્ધ થશે. વાણીથી કાંઇ કરશો તો વાણી જેટલોજ પડઘો તમને સંભળાશે.

તમને સુખ આપનાર તમારા વડીલ કે સગાં સંબંધી કે અમુક વર્તનવાળી સ્ત્રી કે અનુકુળ વર્તનવાળા ચાકરો છે એમ નહિ પણ તમે જો ધારો તો તમારા શત્રુ વિગેરે કનેથી પણ સુખનેજ પામી શકો તેમ છો. કારણ મૂળ હેતુ તો સુખને તમેજ ઉત્પન્ન કરો

છો અને તે જો તમે બરાબર મન, વાણી અને ક્રિયાથી સિદ્ધ કરેલ હોય છે તો તેનાજ આ બધા પડઘા છે; માટે અમુકથી મને અમુક પ્રાપ્ત થાય છે એમ માનતા નહિ. તમે જગત પ્રતિ પ્રેમ, શુદ્ધ બુદ્ધિ, દયાભાવ, સમતાભાવ, તમારી વાણી, વર્તન અને વિચાર પ્રસારો, તમને તેજ પાછું મળે તેમ છે. જો કે આ કરવું પ્રથમ તો સહજ કઠીન લાગશે પણ અભ્યાસ થતાં સરળ થઈ જશે. જેમકે પહેલી ચોપડી ભણનારને બી. એ. નો અભ્યાસ ઘણોજ કઠીન લાગે છે પણ ઇન્ટરમીડીએટ ભણનારને તે એટલો બધો કઠીન ન લાગે, તેમજ પ્રથમ શરૂઆત તો અધીક કઠીન ભાસશે પણ ધીમે ધીમે તમારો રસ્તો સરળ અને સુગમ બની જશે. નાનું ટાંકણું પથ્થરને ફોડવા સમર્થ છે તેમજ તમારી થોડી થોડી ક્રિયા પણ વિકટતા રૂપ પથ્થરને ફોડવા સમર્થ થશે. આમ છે માટે નિત્ય થોડી થોડી ક્રિયા કરી વિકટતા રૂપ પથ્થરને ફોડી નાખજો. નિરૂત્સાહી ન થતાં તમે પ્રાણી પદાર્થ માત્રનું શુભજ ચીંતવો. તમે તમારા વર્તન, વિચાર અને વાણીમાં સર્વનું શુભ જુઓ. સર્વત્ર પ્રેમભાવજ રાખો. આમ કરશો એટલે તમે જેના ઇચ્છક છો તે પદાર્થ ધીમે ધીમે તમને પ્રાપ્ત થશે અને તમે અનંત સુખ-નિરાબાધ સુખની પ્રાપ્તિ કરી શકશો. આરસીની અંદર જેમ આપણી પોતાનીજ આકૃતિ તેને સન્મુખ ધરતાં પડે છે તેમજ જગત પણ આરસી જેવું છે; તેમાં આપણા પ્રત્યેક વિચાર, પ્રત્યેક ક્રિયા તેમજ પ્રત્યેક બોલેલા શબ્દની આકૃતિ પડે છે પણ આપણે તેને ન જાણતા હોવાથી આપણીજ વિચાર, વાણી તેમજ ક્રિયાની આકૃતિ આપણે બીજાની કહીએ છીએ. એક અભણ ગામડીઓ પોતાની છબીને ઓળખી શકતો નથી અને અંતે બીજાં કોઇની છે એમ માને છે તેમજ આપણું પણ અજ્ઞાન દશાને લઇને તેવુંજ માનીએ છીએ. આપણે જો મુખ ઉપર મેશ ચોપડી આરસીમાં જોઇએ છીએ તો આપણું મુખ મેશવાળું દેખાય છે તેમજ આપણે જો ક્રોધ, ઈર્ષ્યા, અસુયા વગેરેને ધારણ કરીએ છીએ તો આપણને તેવુંજ માલમ પડે છે. જો તમે પ્રસન્નતાથી જગત તરફ જુઓ છો તો સામી પ્રસન્નતાની આકૃતિ માલમ પડે છે. તેમજ તે આરસીમાં જો દુઃખ, ભય, શોક વગેરે વિકારોથી જુઓ છો તો સામી તેવીજ આકૃતિ જણાય છે. તમે તે વખતે એમ નથી જાણતા કે આ તો મારા પોતાના વિચાર, ક્રિયા અને વાણીની આકૃતિ છે પણ ઉલટા તેનો દોષ અન્યને આપો છો. તમે જો અખંડ આનંદમાં રહો છો તો તમે ભયની આકૃતિ જોઈ શકતા નથી પણ સર્વત્ર આનંદની વૃત્તિનેજ નીહાળો છો. આરસી સન્મુખ ગુલાબનું પુષ્પ ધર્યા પછી તેમાં કાંઇ થોરની આકૃતિ જણાય તેમ નથી પણ ગુલાબજ જણાશે અને થોર ધર્યા પછી તેમાંથી ગુલાબ જોવાની આશા રાખવી એ શું યોગ્ય ગણાશે? આ પ્રકારે જ જો તમે આનંદને તમારી વિચાર, વાણી અને કૃતિમાં સેવતા નથી તો પછી આનંદ સર્વત્ર જોવાની ઈચ્છા રાખવી પણ યોગ્ય નથી અર્થાત્ જોઇ શકતા નથી. તમને જો ભય, શોક, દુઃખ, દીનતા, ક્લેશ આદિ જોવું ન ગમતું હોય તો પછી તમારી વાણી, વિચાર અને કૃતિમાં તેને દેશવટો આપો; સર્વત્ર ઉદાર વૃત્તિવાળા થાઓ. અમુક દરિદ્રી છે, અમુક કૃપણ છે એવો કોઇને માટે પણ વિચાર ન કરો; કેવળ વિચારથીજ દરિદ્રતા અગર કૃપણતાની છબી તમારી આગળ ન રચો. એટલુંજ નહિ પણ વાણી અને કૃતિથી પણ ન રચો. તમે જો અન્યને દરિદ્રી જોશો તો તમારી આકૃતિ જગતરૂપ આરસીમાં પણ તેવીજ જણાશે. તમે કોઇને પણ શત્રુ માનતા નહિ. સર્વ ઉપર સમાનભાવ, મૈત્રીભાવ રાખો; તમારી

છબી પણ તમને તેવીજ જણાશે. અર્થાત્ તમારા ઉપર પણ કોઇને વૈર ધરવાનું કારણ બનશે નહિ. કોઇ પણ સારી અગર માઠી અસર તમે તમારા મનથી ઉપજાવો તેની સૌથી પ્રથમ અસર તમારા પોતાનાજ ઉપર થાય છે. અન્યના મુખ ઉપર મેશ ચોપડનારના જેમ પ્રથમ હાથ મેલા થાય છે તેમ અન્યને માટે તેના જેવું વિચારો. જેવી વાણી ઉચ્ચારો, જેવી કૃતિ કરો તેવી તમને પોતાને થયા વિના રહેતી નથી. અન્યને દુષ્ટરૂપે, શત્રુરૂપે, વિષયીરૂપે, પાપીરૂપે, કુટીલરૂપે, તમે જ્યારે જુઓ છો ત્યારે તમારા ઉપરજ પ્રથમ તે પ્રકારનો એક કુચડો ફરી વળે છે. એથી ઉલટું અન્યને મિત્રરૂપે, સજ્જનરૂપે, જ્ઞાનીરૂપે જુઓ છો તેમ તેવાં સદ્‌ગુણને તમારામાં જામેલા જુઓ છો. આમ છે માટે તમે તમારામાં જેવા સામર્થ્ય, સદ્‌ગુણ, સ્થિતીને ઇચ્છતા હો તેવાજ રૂપે અન્યને વાણી, ક્રિયા, વિચારથી જુઓ. જગત પોતાની સત્તાવડે તમારી આકૃતિ મલીન દેખાડવા સમર્થ નથી પણ તમે જેવા હો એવીજ તમારી છબી દેખાય છે. તમે જ્યાં ત્યાં દુઃખ જોવાથી તમે દુઃખી છો એમાં અન્યનો કાંઇ દોષ નથી. કાચની પાછળ ચોપડેલ લાહી કંઇ મેલી હોતી નથી પણ મુખ ઉપરજ મેલી લહી ચોપડાઇ છે. તમારી સ્થિતી ઉપર, તમારા મુખ ઉપર, તમારી પ્રત્યેક વાણી, વિચાર અને ક્રિયાની અસર થવાને માટે તે ઉપર ખાસ દેખરેખ રાખવી અગત્યની છે. તમારે દુઃખી, દરિદ્રી, અજ્ઞાની, ક્રોધી, બીકણ રહેવાની કશી જરૂર નથી. તે કાંઇ તમારે માટે ઉત્પન્ન થયાં નથી. તમે જે આકર્ષો છો તો તમારા પ્રતિ આવે છે; નહિતર હજાર કોશને અંતરે દૂર છે. નિરંતર તમારી ઉચ્ચ અભિલાષાનેજ સ્મરણમાં રાખો, તેનુંજ મનન કરો તો તમો તેને જરૂર મેળવશો. મન, વચન અને ક્રિયાથી તમારા ઇચ્છિત વિચારનેજ પોષો. જેનું તમે અધિક વેગ, સ્મરણ, પોષણ કરશો તો તે તમને પ્રાપ્ત થશે એ વાત નિઃસંશય છે. બંધુઓ સુખ અને દુઃખનો આધાર આપણી પોતાનીજ કૃતિ, વિચાર, વાણી ઉપર રચો છો. આપણી કૃતિ, વિચાર અગર વાણી જેમ બીજાને સુખ ઉપજાવે છે તેમ તે આપણને પણ સુખજ ઉપજાવે છે. માટે આપણે આપણા અને અન્યના સુખને માટે આપણી કૃતિ, વિચાર અને વાણી નિર્મલ, નિર્દોષ તેમજ ઉચ્ચ રાખવાની જરૂર છે. આપણે જો આપણા સુખને નથી સાધતા તો પછી બીજાને તો સુખ ઉપજાવીજ કેમ શકીએ? આપણે સુખી થવું અને અન્યને સુખ અથવા અન્યને સુખી કરવા એ આપણે સુખી થવા માટે છે. જ્યાં સુધી આપણે પોતાને અને અન્યને સુખી કરી શકતા નથી ત્યાં સુધી સંપૂર્ણ સુખ આવી શકતું નથી. તેવીજ રીતે તમે સુખના ઇચ્છક બનો અને તેવીજ આકૃતિ જગતરૂપ આરસીમાં પાડવા પ્રયત્ન કરો. આમ થતાંજ તમારા તન, મનની આકૃતિ જગતરૂપ આરસીમાં સૌંદર્યથી ભરપુર મહત્તાવાળી, સામર્થ્ય સહિત અને અનેક અલૌકિકતાના ગુણવાળી દેખાશે. તમે આવી સુંદર આકૃતિને નિહાળવાના ઇચ્છક છો પણ તમે જગત રૂપ આરસામાં દ્રષ્ટિ નાંખો અને તમે કુરૂપ બાળો એટલે કંટાળો છો તેમ નહિ કંટાળતાં પ્રયત્નને આદરો. તમે જેવી આકૃતિ નીહાળવા ઇચ્છો છો તેજ પ્રમાણેનું તમે તમારા કૃત્ય, વાણી અને વિચારથી વર્તન આદરો અને પછી જુઓ કે તમે પોતે તમારી આકૃતિ કુરૂપવાન છે? તમારી આકૃતિમાં રહેલ નિર્મળતા, મનોહરતા ને કદિ છોદી નાખશો નહિ. સદા, સર્વદા શુભનાજ, પ્રેમનાજ નીર્દોષ વિચારોને સેવો અને તેજ પ્રમાણેની કૃતિ રાખો, તેમ વાણીમાં પણ તેજ ભાવ રાખો અને પ્રસન્ન રહો. જગત વીણા જેવું મધુર છે અને વગાડનાર ઉપર તેનો આધાર રહેલ છે. વીણા અગર વગાડવાનું કાંઇ

પણ વાદ્ય મુખ્યત્વે કરી વગાડનારના આધારપરજ રહેલ છે. વાજીંત્ર સારૂં છતાં વગાડનાર કુશલ હોતો નથી તો તે સારૂં વાગી મધુરતાને અર્પી શકતું નથી. જગતરૂપ વીણા પણ તેવીજ છે. તેને હોંશીઆરીથી વગાડવામાં આવે તો અત્યંત મધુરતા તેમજ ઉચ્ચતાને અર્પે અને જો વીણાને ગમે તેવી રીતે વગાડવામાં આવે તો કર્કશતાને અર્પે. તમે તેને કેવી રીતે વગાડો છો? તે તમને મધુરતા અર્પે છે કે કર્કશતા? જો તમને મધુરતા અર્પાતી હોય તો જાણજો કે સારી વગડાય છે અર્થાત્ કુશલતાથી વગડાય છે અને કર્કશ વાગે તો જાણવું કે ગમે તેમ વગાડવામાં આવે છે. વીણાને જ્યારે બરાબર વગાડવામાં આવે છે ત્યારેજ મધુરતા આપે છે. જે કાળે જે સુર વગાડવો જોઇએ તે કાળે તે વગડાય ત્યારે જ તે મધુરતા અરપે છે તેવીજ રીતે જગત રૂપ વીણામાં સમજવું. જેને વીણા બરાબર વગાડતાં આવડે છે તેજ મધુરતાનો સ્વાદ ચાખે છે. તે સર્વદા ઉચ્ચતાને, ઉન્નતિને પ્રાપ્ત થાય છે. તમે તે ઉન્નતિ સાધતા માલુમ પડતા નથી તો સમજાય છે કે હજુ તમને વીણા બરાબર વગાડતાં આવડતી નથી. જેટલો સમય તમે વીણાને બરાબર રીતે વગાડો છો તેટલો સમય તે તમને આનંદમાં ગરકાવ રાખે છે. તેમજ ઉત્સાહ, શાન્તિ અને જાગૃતિને અર્પે છે. જ્યારે તમારાથી તે કર્કશપણે વાગે છે ત્યારે દુઃખ, ભય અને શોકનુંજ તમને ભાન થાય છે. આથી જે કાળે આવું થાય તે વખતે તમારે સમજવું જોઈએ કે જેમ વીણામાં સુરની ફેરફારીથી કર્કશતા છે તેમ તમે તમારૂં કર્તવ્ય ભુલેલ છો. તેથીજ જગત રૂપ વીણા કર્કશતાના સ્વરને અરપે છે. આ પ્રમાણે સુખ અને દુઃખની કુંચી તમારા હાથમાંજ છે અન્યને મીથ્યા દુષીત ન કરતાં આ વસ્તુના જ્ઞાનની અછતને લઇને મનુષ્યો જગતના માથે દોષ મુકે છે પણ પોતાની ભુલ સમજી શકતા નથી. દુઃખરૂપ સ્વર નીકળવામાં દોષ જગત રૂપ વીણાનો નથી પણ તેના વગાડનારનો છે. વગાડનારે અકુશળતાને ધારણ કરવી એ વગાડનાર યોગ્ય ન કહી શકાય માટે થતી ભુલને સુધારવી એજ યોગ્ય કહી શકાય તેમ છે. તો હવે આવી ભૂલ જાણી બેસી રહેવું તે યોગ્ય લેખાય તેમ છેજ નહિજ. એક તેને વગાડી મધુરતા ઉત્પન્ન કરે છે ત્યારે બીજો તેને વગાડી કર્કશતા ઉત્પન કરે છે. જે ક્ષણે બરાબર વીણા વગાડતાં આવડી કે તરતજ તમને સુખનુંજ ભાન થવાનું. જે ગાયન તમને વગાડતાં આવડે છે તેમાં તમે શું એમ કહો છો કે તેમાં કર્કશતા છે? નહિજ; માટે તેજ માફક આ જગત રૂપ વીણાને પણ મધુરતા પ્રગટ કરે તેવીજ વગાડવી જોઇએ. ગાયન એ પ્રત્યેક ક્ષણે આવી પડનાર વિધવિધ પદાર્થો છે તેને જો કુશળતાથી વગાડવામાં આવે છે તો તે મધુરતાજ પ્રગટાવે છે માટે તે પ્રસંગે પણ યોગ્ય પ્રકારે તમારૂં એવું વર્તન રાખો કે જેથી તમને સુખની પ્રાપ્તી થાય તેમજ અન્યને પણ સુખની–મધુરતાનીજ પ્રાપ્તી થાય. જગતરૂપ વીણામાં બધા સુરો સારા છે પણ તે બરાબર યોગ્ય સમય અને યોગ્ય જગાએ વાગતા નથી તો ઉલટું ગેરલાભજ થાય છે, એટલે કે દુઃખની, શોકની પ્રાપ્તિ થાય છે. તેજ પ્રમાણે ખોટા સુરોમાં આપણે ભય, અશાન્તિ, ખેદ, ગ્લાની, સુમ્તતા, મોહ-મલીનતાને ગણીશું. દુઃખ અને તેની પરંપરા મનુષ્ય અજ્ઞાનથી ઉપજાવી લે છે. પોતાની અકુશળતાથીજ ઉપજાવે છે. જે જે પ્રસંગની પ્રાપ્તિ થાય છે તેમાંથી મનુષ્યને પોતાની મતિ પ્રમાણે સુખ દુઃખ ભાસે છે. કોઇ મહાત્માજનને તેનાથીજ સુખ પ્રાપ્તિ થાય છે અર્થાત્ તે તો તેમાં ઉદાસીનપણે વ્હેતાં સુખમાં વહે છે.

... તમને દીવસમાં જે જે પ્રસંગો પ્રાપ્ત થતા હોય તેમાં દુઃખ માનતા હો, તો તેમાં જગતનો દોષ ન માનતા પણ તે તમારા અજ્ઞાનબીજ છે એમ માનજો. દુખાદિનો સ્વર તો તમારી આંગળીજ જગત રૂપ વીણામાંથી બહાર કાઢે છે માટે સાવધ થઇ તેવો સ્વર કાઢવામાં તમારી આંગળી ન વપરાય તે બાબત સાવધાન રહો. જે પ્રસંગ આવ્યો હોય તેને અનુકુળ સુર વગાડો તો તમને મધુરતા જણાશે. દુઃખ પ્રાપ્ત થતાં તમારાથી કયા પ્રસંગમાં ખોટો સુર વાગી ગયો છે તે શોધી કાઢવા પ્રયાસ કરો. શોધો અને સુધારો આમ કરતાંજ દુઃખાદીના સંભવો ઓછા થઇ જશે. મનુષ્ય માત્રમાં આ શકિત રહેલ છે. મધુરતા મેળવવાની ખાતર અનુકુળ સુર વગાડવો એજ તેને ખીલવવાનો અનુકુળ માર્ગ છે. પ્રસંગને અનુકુળ વર્તવું. દુઃખનું મુળ શોધવું. તેને ટાળવા પ્રયત્ન કરવો એટલે કે કયે વખતે ખોટો સુર વાગ્યો છે તે સમજવું. પ્રસંગ આવી મળે તેનાથી વિરોધી વર્તન રાખવાથી તમને સુખ પ્રાપ્ત થશે નહિ. જ્યારે તમે તેને અનુકુળ વર્તન રાખશો ત્યારેજ તમને સુખાભાસ જણાશે. તે પ્રસંગના હેતુના અથવા સ્વરૂપના ગર્ભભાગને પ્રાપ્ત થવું અર્થાત્ તેનું જ્ઞાન મેળવવું અને પછી એવા પ્રયત્ન આદરો કે વિરોધી પ્રસંગો તમને મળે નહિ. આવેલ પ્રસંગને દુઃખરૂપ માનવો એ ખોટું છે. દુઃખની બુદ્ધિ વધે છે અને વિચારો પણ સારા થઈ શકતા નથી અને તેથી આગળ સુખ પ્રાપ્ત થતું નથી તેમ તે વખતે પણ દુઃખજ લાગે છે. જગતમાં જે પ્રસંગ તમને આવી મળ્યો તેને ઉપર ઉપરથી જોઈ સુખ કે દુઃખનો નિર્ણય ન કરો. દુઃખને આપનાર પ્રસંગને પણ જો તેને ઉંડાણમાં ઉતરી નિહાળશો તો કદાચ સુખને અર્પનાર માલમ પડશે અને સુખને અર્પનાર અધીક સુખ અર્પનાર માલમ પડશે. ઘણા પ્રસંગો એવા હોય છે કે જેમાં પ્રતીકૂલ થવાથી હાની થવાની હોય છે પણ મનુષ્યો પ્રતીકૂલ પક્ષનેજ સ્વિકારી લે છે એવે પ્રસંગે અનુકૂળ વૃત્તિ કરતાંજ સુખ ઉપજે છે. દાખલા તરીકે પ્રસંગે એક દિવસ વાદળ ચઢી આવ્યું. બે ચાર મિત્રો મળવા આવ્યા. તેઓ કહેવા લાગ્યા કે આજનો દિવસ ઉદાસી જણાય છે. કામ કરવામાં કાંઇ ઉત્સાહ જણાતો નથી. અન્ય મનુષ્યે કહ્યું, હા ભાઇ! સૂર્ય નારાયણ પ્રકાશીત નથી તેથીજ તેમજ જણાય છે; મને પણ તેવોજ વિચાર આવ્યો હતો. તેમના ગયા પછી વળી એક બીજો મિત્ર આવ્યો ને કહે આજનો દિવસ કેવો શાંત જણાય છે, બધું કેવું રમ્ય લાગે છે. મેં કહ્યું: હા ભાઇ! આજ શાન્તિ ઘણી ભાસે છે. આવે સમયે બહાર ફરવામાં રમણીયતા લાગે. સૂર્યનો તાપ તપતો નથી; શીતળ પવનની લ્હેરી વહી રહી છે. પક્ષીઓ કલ્લોલ કરતાં આકાશમાં ઉડી રહ્યાં છે, પશુઓ આનંદમાં ઘાસચારો ચરી રહ્યાં છે, સર્વત્ર શીતલતાજ પ્રસરી રહી છે. કેવો આનંદજનક દિવસ! હવે જો ઉપરના પ્રસંગના પહેલા મનુષ્યને બીજાને જે ઉત્તર દીધો તે દીધો હોત તો પ્રતિકુળ ભાસત ને મન ઉંચા થાત, અર્થાત્ વિરોધી ભાસ થાત; અને બીજાને પહેલાના ઉત્તર કહ્યાથી પણ તેમજ થાત. આ પ્રકારે આવા અનેક ક્ષુદ્ર પ્રસંગોને પણ અનુકુળ વર્તવાથીજ લાભ હોય છે તમારે "સા" સુર વગાડવાનો છે અને તેને બદલે "સ" ઉપર આંગળી ફેરવો તો વીણાનો અવાજ કર્કશ લાગશે અને આનંદ લાગશે નહિ પણ જ્યારે "સા" ઉપર આંગળી ફરશે ત્યારેજ મધુરતા, આનંદતા લાગશે. તેમજ વગાડવામાં પણ ઉત્સાહ લાગશે. આજ પ્રકારે જગતરૂપ વીણાના સુરોમાં પણ સમજી લો કે ક્લેશનું ચિંતવન ન કરતાં આનંદનું ચિંતવન કરશો તો તમને આનંદજ ભાસશે.

ખોટા સુર ઉપર આંગળી મુકી ખરા સુરનો રાગ ક્યાંથી નીકળે. તમે ઇચ્છો છો તો નિર્ભયતાને અને ભયના વિચારનું ચિંતવન કરો છો. ફલાણાને તો વાઘ મળ્યો તે આમ પાસ નાંખ્યો અને ફલાણાના ઘરમાં ચોર ગયો તો તેને આમ પાસ નાંખ્યો. એવા વિચારને સેવી નિર્ભય થવાશે કે! તમારે જે નથી જોઇતું તેનો વિચાર ન કરો. જે જોઇએ છીએ તેજ સુરને વગાડો. તેનો મધુર ધ્વની તમારા કાનને નિરંતર અથડાશે. જ્યાં દુઃખનો, ક્લેશનો, ભયનો, ચિંતાનો અને એ વિગેરે કોઇ પણ વિરોધી ભાવનો સ્વર વાગ્યો કે અંતરમાં સ્ફુર્ણ થયું કે તરતજ સાવધ થઇ તે સુર ઉપરથી તમારી વિચાર રૂપી આંગળીને ઉઠાવી લો અને આનંદ વિગેરે જોઇતા ભાવોના સુર હોય તેના પ્રતિ વિચારરૂપ આંગળી દબાવો. પ્રિય વાંચક! આ પ્રકારે જગતરૂપ વિણામાંથી મધુર ધ્વની કાઢો. તે તમારાજ હાથમાં છે તો તેને કાઢી પોતાને અને અન્યને કૃત્ય કૃત્ય કરો. આ આદિ અનેક શુભ પ્રવૃત્તિઓને કરી તમારો ઇપ્સીતાર્થ સિદ્ધ કરો અને અંતે સુખ, શાન્તિ, નિર્ભયતા, આનંદ, જ્ઞાન આદિ પદાર્થમાં રમતા રહો.

# શ્યામા સંગ સંવેગ.

(રચનાર પોપટલાલ કેવળચંદ શાહ.—રાજકોટ.)

**ઉપેંદ્રવજ્રાવૃત્ત.**

નમું તને વીર શ્રી વર્ધમાન, વિદારજો વિઘ્ન વિભુ મહાન;
પદે પદે મસ્તક હું નમાવું, ક્ષમા ધરા હું તમને ખમાવું.

**કવિત (મનહર)**

ધર્મવન દાવાગ્નિના ધુમાડાની હાર જેવા, કામલાંગી તણા શ્યામ વાળ વ્યાલ*જાણજો;
મુક્તિરૂપ માર્ગ વિષે વિઘ્ન કરનારી નારી, જાણી એમ જાર જનો આનંદ ન માનજો.
વ્યાલ જેમ લંબ શ્યામ વાળ તેમ લંબ શ્યામ, ગણી અપશુકનને ત્રાસ તેથી પામજો.
સોમ પ્રભા સુરિ તણી વાણી વદે શુક વળી, જેવી તેવી વાણી પણ સુખદ પ્રમાણજો.

**તોટક વૃત્ત.**

કમળા તમ કેશ કલાપ દિસે, તમ શ્યામ સમા શુભ જ્ઞાન વિષે;
સુચરિત્ર રૂપી વિધુ જ્યોતિ× તણો, હરનાર વિનાશક મેઘ ગણ્યો.
તુજ કેશ ન એ પણ ક્લેશજ છે, લસિતા+ તુંજ કેશ ‡લસિતજ છે.
મુનિયોગી તણા ચિત્તને હરતો, તુજ કેશ કલાપ અતિ નડતો.

*સર્પ–સર્પ આડો ઉતરે તો જેમ અપશુકન થાય તેમ એથી ધર્મ માર્ગમાં અપશુકન થાય.
× ચારિત્ર રૂપી ચંદ્ર. + સ્નિગ્ધા. લ અક્ષર સહિત એટલે કેશના કમાં લ જોડી દેતાં કલેશ શબ્દ થશે.

‡ જેહ મહા મત આપણાં, તેમાંનું આ એક;
જાર વિલાસીજન હિતે "વરણું રાખી વિવેક".

કરેલું હતું. તેમનું શીર્ષ અને ચરણ ખુલ્લા હતા. બગલમાં રજોહરણ અને હાથમાં એક દંડ શોભી રહ્યો હતો. તેમનું કપાળ વિશાળ અને તેજસ્વી હતું તેમની મૂર્તિ ઘણીજ સુંદર અને મનોહર હતી તેમનો વર્ણ ગૌર હતો અને તપના તથા બ્રહ્મચર્યના પ્રભાવથી તેમના મુખકમળ ઉપર લાલી છવાએલી હતી. તે મારી સમીપ આવતાંજ હું તેમના ચરણમાં નમી પડયો. તેમણે મારો હાથ પકડી ભૂમિ પરથી ઉઠાડયો. તેમના દર્શનથી થએલા અત્યુલ્લાસની પ્રેરણાથી મારાં નેત્રોમાંથી હર્ષની અશ્રુધારાનું સ્ખલન થયું. તેમણે મને અનેકધા આશ્વાસન આપવા માંડયું અને તેઓશ્રીએ મને પોતાના વચનામૃતોથી પ્રબોધવા માંડયો.

"હે શિષ્ય! આ સંસાર અસાર છે, દુઃખમય છે અને આધિ, વ્યાધિ અને ઉપાધિ એ ત્રણ પ્રકારે અનેક વિટંબણાઓથી ભરપુર છે તેની અંદર ધન તો તૃણવત્ છે, આજ છે ને કાલે નથી. જેવો પાણીનો પરપોટો. અને પુત્ર પરિવાર સર્વ કંટક સમાન છે કે જેઓ ધર્મ કાર્યને વિષે વિઘ્ન પાડવે છે અને ખુંચે છે તેમાં મારૂં તારૂં સર્વ મિથ્યા છે. દુનિયા એક મુસાફરખાનું છે કોઇ અવતરે છે અને કોઇ મરે છે. આ એક પક્ષીનો મેળો છે. જેવી રીતે પંખીઓ સવારે બધાં ભેગાં થાય છે અને સાંજેરે સૌ પોતપોતાને માળે જાય છે તેમ આ સંસારની પણ ગતિ છે.

यथा काष्टंच काष्टंच समेयातां महोदधौ ।
समेत्यच व्यपेयातां तद्वद्भूत समागमः ॥

જેવી રીતે એક ઉદધિની અંદર એક લાકડું એક દીશામાંથી આવી અને બીજુ લાકડુ કોઇ બીજી દશામાંથી આવી બે એક સ્થળે ભેગાં થાય છે અને પાછાં જુદાં થઇ જાય છે તેમ આ સંસારની અંદર પણ કોઇ આત્મા દેવતાની ગતિમાંથી, કોઇ તિર્યંચ ગતિમાંથી અને કોઇ નરક ગતિમાંથી આવી અત્રે ભેગાં થાય છે અને માતા, પિતા, પુત્ર, પુત્રી, વધુ, ભગિની ભ્રાતા વિગેરેના સંબંધથી જોડાય છે અને પોતાનું આયુષ પુરૂં થતાં પોતાનાં સારાં નરસાં કર્માનુસાર સારી વા માઠી ગતિમાં અવતરે છે. આ સંસારની અંદર વાડી, ગાડી, લાડી, સ્થાવર વા જંગમ મીલકત રાચ રચીલું એ સર્વે પોતાનું આયુષ્ય સમાપ્ત થતાં અત્રે છોડી પોતાનાં સારાં નરસાં કર્મ સાથે લઇ જીવે આ દેહને મુકી જવું પડશે. હે પ્રાણી! આયુષ્ય ક્ષણિક છે માટે ધર્મ કરવો એ જ સહાયભુત છે. ઘણાખરા પામર પ્રાણીઓ આ સંસારમાં આળસમાં નિમગ્ન થઈ ધર્મ કરતા નથી અને આ દુનિઆની અંદર ચોરાશી લાખ જીવાયોનીમાં ફેરા કર્યા કરે છે.

"अकालो नास्ति धर्मस्य जीविते चञ्चले सति" આ જીંદગી ચંચળ હોવાથી ધર્મને માટે એક પણ વખત અયોગ્ય નથી. અવસાન પછીના સમયમાં ધર્મ પાથેયરૂપ છે તે એક નેતા તરીકે છે માટે હે પ્રાણી! આલસ્ય તજી દરિદ્રતાની દેવીને દેશવટો દઇ ધર્મ કાર્યમાં પ્રવૃત થા પ્રવૃત્ત થા અને તેથીજ તારો મોક્ષ થશે. "वत्स, त्वं सुखमाग्भव" એ પ્રમાણે તે મહાત્મા આશીર્વચન્ ઉચ્ચારી અદૃશ્ય થયા. હું આસપાસ જોવા લાગ્યો પણ કાંઈ મળે નહિ. હું વિસ્મય ચકિત થયો પણ સદ્બોધના સંસ્કારોએ મને શુદ્ધિમાં આણ્યો તેની સાથેજ હું જાગૃત થયો.

ખરેખર સત્સંગનો મહિમા જુદોજ છે તેનો અલભ્ય લાભ ક્વચિતજ કોઇને થાય છે તેથી ઘણા ઘણા મહાન ફાયદા થાય છે. બુદ્ધિ ખીલે છે. મનનો મેલ કેવળ ધોવાઈ જઈ

તે કંચન જેવું બની રહે છે. સર્વે આડા અવળા ગોટાળા શંકા સમાધાનથી નીકળી જાય ને તેથી આપણે અનેક ભિન્ન ભિન્ન વિચારોમાં ગોથાં ખાતાં અટકીએ છીએ અને તેથી મનને શાંતી મળે છે.

जाड्यं धियोहरति सिंचति वाचि सत्यं ।
मानोन्नतिं दिशति पापमपाकरोति ॥
चेतः प्रसादयति दिक्षु तनोति कीर्तिं ।
सत्संगतिः कथय किन्न करोति पुंसाम् ॥

સત્સંગથી માણસ જે ધારે તે કરી શકે છે ને ખરેખર સત્સંગી માણસો સત્સંગરૂપ કલ્પતરૂથી વાંછિત વસ્તુઓ મેળવી શકે છે.

संतप्तायसि संस्थितस्य पयसो नामापि नश्रूयते ।
मुक्ताकारतया तदेव नलिनीपत्र स्थितं राजते ॥
स्वात्यां सागर शुक्ति मध्य पतितं तन्मौक्तिकं जायते ।
प्रायेणाधम मध्यमोत्तम गुणाः संसर्गतो जायते ॥

અહા? શો સત્સંગનો પ્રભાવ, ખરેખર તે પ્રભાવ અવર્ણનીય છે. લોઢાને પારસ મણિનો સ્પર્શ થવાથી તે સોનું બને છે, પાણીનો એક છાંટો સ્વાતિ નક્ષત્રમાં છીપના મુખમાં પડે તો તેનું મહાદું મૌક્તિક બને છે, કમલપત્ર ઉપર રહેલું પાણીનું બીંદુ મોતીના જેવી શોભા આપે છે. તે સત્સંગનોજ પ્રભાવ છે ખરે સત્સંગ તે મોક્ષનો ખુલ્લો માર્ગ છે. અહા? તે મહાત્માની તેજસ્વી શાંત અને ગંભીર મૂર્તિ હજુ પણ મારી આગળ ખડી થાય છે. તે મુનિ મહારાજ બુદ્ધિના સાગરજ હતા, તે "દીવ્ય દર્શન" ની સ્મૃતિથી વારંવાર હૃદયમાં આનંદ રસનો છંટકાવ થાય છે.

# ભ્રાતાના અવસાન પછી.

(લેખકઃ—મહેતા મગનલાલ માધવજી. જૈન બોર્ડીંગ અમદાવાદ.)

કવ્વાલિ.

હતી જ્યાં પુષ્પની વાડી, ખીલેલી સુરભિને દેતી,
ગઇ કરમાઈ તે વાડી, સુકું જંગલ જણાયે છે;
કરે કોકિલ ટહુકાઓ, હૃદય સ્ફુરણા થતી'તી જ્યાં,
કપોતો મ્હાલતા દીઠા, જોઇ છાતી ચીરાયે છે.
વહેતી પ્રેમની ધારા, ઝરંતી સ્નેહ ગુફાથી,
સુકાઈ પલકમાં તે તો, શીલાઓ ત્યાં જણાયે છે;
ખરેખર પ્રેમની સરીતા, અહોનીશ જે વહન કરતી,
જતાં સુકાઇ, વારિ[૧] વીણ, બુરી હાલત થઇ તેની.
અરે નીર્ભાગી તું સરીતા, કરમની કુટલી નારી,
નથી જ્યાં પ્રેમ પોષાતો, વૃથા જીવી કરે તું શું?

૧ પ્રેમ રૂપી વારિ.

હતો હું સર્વદા સુખી, ખરેખર ભ્રાતૃ સહાયેથી,
પ્રજાશ્યો દુષ્ટ પારધી[1]એ, બુરી હાલત થઇ મારી.
દીધેલું પ્રેમીનું વારિ ગણિને, દુધ બહુ પીધું,
ન જાણ્યું તે નહિ રહેશે, ઝહર[2] ત્યાં ક્યાં સમાયું છે;
ભલે જો મરણને ભેટું, ઝહરપી સ્વર્ગમાં મ્હાલું,
તથાપિ ભ્રાતને મારે, ઝહર બસ પ્યારૂં પ્યારૂં છે. इसलम्.



# पेथापुरमां आचार्य पदवी अने ते निमित्ते थएलो महोत्सव.

પેથાપુરમાં સાગર ગચ્છના વડા વિદ્વાન્ યોગાનષ્ઠ મુનિ મહારાજ શ્રીમદ્ બુદ્ધિસાગરજીને સંવત ૧૯૭૦ના માગસર સુદ ૧૫ ને શનીવારના શુભ દિવસે શુભ મુહુર્ત્તે ચઢતે પહોરે શાસ્ત્ર વિશારદ જૈનાચાર્યની પદવી આપવામાં આવી છે. આ પ્રસંગે અમદાવાદથી સરદાર શેઠ લાલભાઈ દલપતભાઇના ભાઇ શેઠ જગાભાઈ દલપતભાઈ, ઝવેરી લલ્લુભાઇ રાયચંદ, ભગત વિરચંદભાઇ ગોકળભાઇ, શા. જેશીંગભાઇ મનસુખભાઇ, શેઠ લાલભાઈ ચુનીલાલ, શેઠ માણેકલાલ ચુનીલાલ, સોદાગર મોહનલાલ ડાહ્યાભાઇ, સોદાગર સકરચંદ હઠીસંગ, સુરતી મોહનલાલ, ભોળાભાઈ વીમળભાઇ, ઝવેરી લાલભાઇ કેશવલાલ, તથા ચીમનલાલ બાપાલાલ તથા શંકરલાલ ડાહ્યાભાઇ વિગેરે. લગભગ બસો માણસ આવ્યું હતું. મુંબાઇ અને સુરતથી ઝવેરી જીવણચંદ ધરમચંદ ઉદયચંદ, ઝવેરી જીવણચંદ સાકરચંદ, ઝવેરી ભુરીઆભાઇ જીવણચંદ, ઝવેરી લલુભાઇ હેમચંદ, ચુનીલાલ બાલુભાઇ ભણસાલી, ભગુભાઇ હીરાચંદ મલજી, ઝવેરી ઉત્તમચંદ માનચંદ, ઝવેરી તલકચંદ અમરચંદ, ઝવેરી ભાઇચંદ હીરાચંદ વિગેરે. કપડવણજથી નગરશેઠ જેશીંગભાઈ પ્રેમાભાઇ વિગેરે. વલસાડથી શેઠ નાથાલાલ ખુબચંદ તથા શેઠ ડાહ્યાભાઇ કેસુરજી, માણસેથી શેઠ વિરચંદ કૃષ્ણાજી, તથા હાથીભાઇ મુલચંદ વિગેરે, પાદરેથી વકીલ મોહનલાલ હેમચંદ વિગેરે, સાણંદથી શેઠ ગોવીંદજીભાઇ ઉમેદભાઇ તથા સુખલાલ ઠાકરશી વિગેરે, પાટણથી શેઠ નગીનદાસ મંગળચંદ, શેઠ લલ્લુભાઇ મગનલાલ વિગેરે, વિજાપુરથી શેઠ નથ્થુભાઇના દિકરા વિગેરે, તેમજ મહેસાણા, વડોદરા, વડનગર, વિસનગર વિગેરે સ્થળોના માણસો મળી લગભગ આસરે ત્રણ હજાર માણસ એકત્ર થયું હતું. મુંબાઇ વિગેરે બહારગામથી શેઠ મગનલાલ કંકુચંદ વિગેરે જેઓ આ માંગલિક પ્રસંગે આવી શંક્યા નહોતા તેમના તારો તથા કાગળો આવ્યા હતા.

આ સિવાય જૈનેતરમાં પેથાપુરના મુખ્ય મુખ્ય અમલદારો તેમજ તર્કવાચસ્પતિવે શા. સં. શ્રીમત સરકાર સયાજીરાવ ગાયકવાડના વડા ને ચુનંદા શાસ્ત્રી બદ્રીનાથ, શાસ્ત્રી રામકૃષ્ણજી હર્ષજી, શાસ્ત્રી ગીરજાશંકર લક્ષ્મીશંકર, શાસ્ત્રી ભાઇશંકરે વધકુંઠરામ, કાશીથી રસાયણ શાસ્ત્રી પંડીત સ્યામ સુંદરાચાર્ય વૈશ્ય, જ્યોતિર્વિદ રવિશંકર લક્ષ્મીશંકર વ્યાસ, પંડીત કેશવલાલ નાનુરામ ભટ્ટ વિગેરે વિદ્વાનોએ હાજરી આપી હતી. મુનિ મહારાજનાં ૧૨ ઠાણાં તેમજ ગયણીજી મહારાજનાં ૫ ઠાણાં વિદ્યમાન હતાં.

---

૧ યમ, કાળ રૂપ પારધી. ૨ નાશ રૂપ ઝહર.

શુભ માંગલિક ક્રિયા પુરી થયા બાદ યોગનિષ્ઠ શ્રીમદ્ બુદ્ધિસાગરજીને શાસ્ત્ર વિશારદ જૈનાચાર્યની પદવી આપવામાં આવી હતી.

શરૂઆતમાં શ્રીમંત સરકાર સયાજીરાવ ગાયકવાડના પ્રખ્યાત વિદ્વાન્ શાસ્ત્રી બદ્રીનાથે જણાવ્યું જે શ્રીમદ્ બુદ્ધિસાગરજીની સાથે મારે પરિચય થયેલો છે તેથી હું કહેવાની રજા લઉં છું કે તેઓ વિદ્વાન્ છે તેમજ તેમનામાં આચાર્ય પદવીને લાયક પ્રશસ્ય ગુણો રહેલા છે. મને તેમના જ્ઞાન તથા ગુણ માટે મોટું માન છે. તેઓ લાયક હોવાથી તેમને જે લાયક પદ મળ્યું છે તે જોઇ મને ઘણો આનંદ થાય છે.

જૈનસંઘે તેમની વિદ્વત્તાની તેમના શુદ્ધ ચરિત્રની તથા તેમની શાસનની સેવાની કદરદાની કરી તેમને જે આચાર્ય પદવીનું બિરૂદ આપ્યું છે તે તેમણે યોગ્યજ કર્યું છે. મહારાજશ્રીને આચાર્ય પદવીના માંગલિક પ્રસંગમાં પેથાપુરના સંઘે જે અગ્ર ભાગ લીધો છે તેમજ ગામ ગામના સંઘને તેમજ વિદ્વાનોને આમંત્રણ કરી બોલાવ્યા છે. આવી રીતની તેમની પોતાના ગુરૂશ્રી પ્રત્યે ગુરૂભક્તિ જોઇ હું આનંદ પામું છું. આવા માંગલિક પ્રસંગે હાજરી આપવાને હું મારી જાતને ભાગ્યશાળી ગણું છું.

ત્યાર બાદ શાસ્ત્રી રામકૃષ્ણજી હર્ષજીએ આચાર્ય શબ્દનો અર્થ કરી તે ગુણોને બુદ્ધિસાગરજી લાયક છે તેમજ તેઓ વિદ્વાન છે તેમ જણાવ્યું હતું. પેથાપુરમાં સંઘે આરંભેલા આ માંગલિક કાર્યને હું દરેક રીતે અનુમોદન આપું છું.

ત્યાર બાદ શાસ્ત્રી ગીરજાશંકર લક્ષ્મીશંકરે ધર્મ સંબંધી વિવેચન કરતાં જણાવ્યું હતું કે અહિંસા એ જૈન ધર્મનું બિરૂદ છે અને જીવ દયાને માટે દુનિયાના દરેકે દરેક ધર્મ પુષ્ટિ આપે છે. અંધ માણસને જેમ લાકડી ખાડામાં પડતાં બચાવે છે તેમજ ધર્મ એ પણ મનુષ્યને દુર્ગતિમાં પડતાં બચાવે છે. આ ધર્મના મુખ્ય પ્રવર્તકો આચાર્ય કહેવાય છે. ધર્મ વિવેકથી સાધી શકાય છે. સારાસારનું ભાન થયા વિના સત્ અસત્ ઓળખ્યા વિના ધર્મ પાળી શકાતો નથી માટે ધર્મ પાળવામાં વિવેક કરવાની પ્રથમ જરૂર છે. વિવેક કર્યા વિના કોઇ પણ પ્રકારે કોઈ પણ વસ્તુની કે વ્યક્તિની ઉન્નતિ થઇ શકતી નથી. લાયકમાં જ્યારે લાયક વસ્તુ ભળે છે ત્યારેજ તે વિશેષ શોભાને અર્પે છે. મનુષ્યને વિવેક બુદ્ધિનું ભાન કરાવનાર તેમજ ઐહિક તેમજ પારમાર્થિક ઉન્નતિના કારણભૂત બુદ્ધિ–જ્ઞાન છે તેમજ બુદ્ધિના-જ્ઞાનના આ (મુનિ) સાગર છે. તેમની સાથેના મારા બાળપણના અનુભવથી હું કહેવાની રજા લઉં છું કે તેઓની શુદ્ધ ચિત્ત વૃત્તિ નિર્મળ ચારિત્ર તેમના જ્ઞાનની સાથે વિશેષ શોભાયુક્ત છે. તેમને શાસ્ત્ર વિશારદ જૈનાચાર્યની પદવી આપવામાં આવી છે તે જોઇ મને ઘણો હર્ષ થાય છે અને આશા રાખું છું કે મુનિશ્રી પોતાને મળેલા મહત્ પદનું સાર્થક કરી ઘણા જૈન બંધુઓને તેમજ અન્ય જનોને આ સંસાર સાગરમાંથી ડુબતા તારશે ને ધર્મ પમાડી ઉદ્ધાર કરશે.

ત્યારપછી રા. રા. ઝવેરી જીવણચંદ ધરમચંદ ઉદેચંદે જણાવ્યું કે મુનિમહારાજ શ્રીમદ્ બુદ્ધિસાગરજી ઉપર સાગરના સંઘાડાનો બધો ભાર મુકાયેલો છે, તેમજ તેઓ આપણી જૈન કોમમાં ઘણા વિદ્વાન મુનિમહારાજ છે. તેમનું શુદ્ધ નિર્મળ ચારિત્ર ઘણુંજ પ્રશસ્ય છે. તેઓ બાળ બ્રહ્મચારી છે. તેમજ તેમણે થોડા વખતમાંજ લગભગ ૭૫ ગ્રંથો સ્વકલમથી લખી બહાર પાડેલ છે. આવા જ્ઞાન–ગુણ યુક્ત અને શાસનના ઉદ્યોતમાં રક્ત

જૈનમુનિશ્રીને જૈનાચાર્યની પદવી આપવામાં આવી છે તે દુધમાં સાકર ભળ્યા બરોબરજ થયું છે. આ બાબત કેટલાક સ્થળોના સંઘોનું આકર્ષણ થયેલું હતું પરંતુ જ્યાં ભાવી બલિષ્ટ હોય ત્યાંજ વસ્તુ બને છે. છેવટ પેથાપુરનો શ્રીસંઘ મહારાજશ્રીને આચાર્ય પદવી આપવાને ભાગ્યશાળી થયો છે તે જોઇ મને ઘણો આનંદ થાય છે. તેમના દિક્ષાપર્યાયને આજે લગભગ પંદર વર્ષ થયેલાં છે તેમની કોમ પ્રત્યે બજાવેલી સેવાથી અત્યારે સકળ જૈનકોમ ભાગ્યેજ અજાણ હશે. કેળવણીના વિષય ઉપર તેઓશ્રીએ ઘણુંજ અજવાળું પાડયું છે અને તે નિમિત્તે અહોનિશ પ્રયત્ન કરે છે. જૈનકોમની ઉન્નતિના વિચારમાંજ તેમનું મન સદા રોકાયેલું જોવામાં આવે છે. ચોથી વડોદરાની સાહિત્ય પરિષદના પ્રમુખ સાક્ષર શીરોમણી શ્રીયુત રણછોડલાલે તથા સાક્ષર શ્રીયુત કેશવલાલ હર્ષદરાવ ધ્રુવ વિગેરે જૈનેતર વિદ્વાનોએ પણ તેઓશ્રીના ગ્રંથોનું અવલોકન કરી તેમજ તેમની સાથેના વાતચીતના પરિચયથી મુનિશ્રીની વિદ્વતા અને ચરિત્ર માટે ઘણા ઉચ્ચ અભિપ્રાયો પ્રદર્શીત કર્યા છે.

ખુદ વડોદરાના મહારાજા શ્રીમંત સરકાર ગાયકવાડે પણ તેમની વિદ્વતાથી તેમજ ચારિત્રથી આકર્ષાઇ તેમની પાસે પોતાના લક્ષ્મીવિલાસ પેલેસમાં વિદ્વાનો સન્મુખ ધર્મ વિષે ભાષણ કરાવ્યું હતું અને તેથી ઘણો સંતોષ જાહેર કર્યો હતો. જે જે સ્થળો તેઓશ્રી વિહારો કરે છે ત્યાં પબ્લીક ભાષણો આપી કોઇ ધર્મને બાધ આવે નહિ અને જૈનધર્મની મહત્વતા વધે એવી રીતે ઉપદેશ આપી હજારો જનોને જ્ઞાન રંજન કરે છે.

ત્યારબાદ પેથાપુર નિવાસી વૈદ્ય ચંદુલાલ મગનલાલે જણાવ્યું જે આજે. પુજ્ય મુનિ- મહારાજ શ્રી બુદ્ધિસાગરજીને જે શાસ્ત્ર વિશારદ જૈનાચાર્યની પદવી આપવામાં આવી છે તે જોઇ મને ઘણો આનંદ થાય છે. સાગરને સાગર કહેવો એ કંઇ અતિશયોક્તિ નથી તેમજ બુદ્ધિના નિધાન બુદ્ધિસાગરજી હોય તે સ્વાભાવિક છે. તેમની વિદ્વત્તા, તેમની વક્તૃત્વશક્તિ, કાવ્યશૈલી, પરમાર્થ પરાયણતા, શાસનસેવા, વૈરાગ્યદશા, સરળતા, નમ્રતા, ચારિત્ર્ય, નિર્મળતા વિગેરે ઘણુંજ પ્રશસ્ય છે. તેમજ તે આદર્શની પેઠે ખુલ્લાં છે તેથી આવી રીતની મહાન્ શાસ્ત્ર વિશારદ જૈનાચાર્યની જે પદવી મુનિશ્રીને આપવામાં આવી છે તે કનકમાં કુન્દનજ જડાયું છે. રાંકને હાથ રત્નની પેઠે અમારા ગામને પણ હું મોટું ભાગ્યશાળી ગણુંછું કે આવું મહત્વતા ભરેલું અને માંગલિક કાર્ય અમારા શ્રી સંઘને હાથ આવ્યું છે. આજે જે જે સદ્ગૃહસ્થોએ બહારગામથી પધારી અમારા ગામને જે શોભાવ્યું છે અને આ રૂડા ને માંગલિક પ્રસંગમાં ભાગ લીધો છે તેને માટે અત્રે પધારેલા સર્વે સદ્ગૃહસ્થોનો હું મારા ગામના સંઘ તરફથી અંતઃકરણપૂર્વક આભાર માનું છું. બહારગામથી પધારેલા સર્વે સદ્- ગૃહસ્થોને વિનંતિ કરૂં છું કે આપ સાહેબની જે કંઇ સેવા બજાવવામાં અમારા સંઘની ઓછાસ થઇ હોય તે માફ કરશો. અમારા ગામના પ્રમાણમાં અમારાથી જે કંઇ બની શક્યું છે તે કરવાને અમો ચુક્યા નથી.

હું શ્રી શાસન દેવતાના પરમ પસાયથી આવા હજારો માંગલિક કાર્યો અમારા શ્રી સંઘથી થાઓ અને વીર શાસનનો સદા જય થાઓ એવું ઇચ્છી વીરમું છું.

ત્યારબાદ શાસ્ત્ર વિશારદ આચાર્ય યોગનિષ્ઠ મુનિ બુદ્ધિસાગરજી મહારાજે સમયાનુસાર અને પાંડીત્ય ભરેલું વ્યાખ્યાન કર્યું હતું. જે હાલમાં અમો મુનિઓ દરેક રીતે પૂર્વાચાર્યોના પગની જ્ઞાન ગુણમાં રજ સમાન છીએ—સાપ ગયા છે ને લીસોટા રહ્યા છે. આવું કહી પોતે

વિદ્વાન છતાં પોતાની તેમાં લઘુતા પ્રદર્શીત કરી હતી અને પોતે જણાવ્યું હતું કે જુદા જુદા ગામના શ્રી સંઘે એકત્ર મળી મને જે મહાનપદ આપ્યું છે તેના માટે હું શાસન દેવતાને વિજ્ઞપ્તિ કરૂં છું કે મને તેમના શાસનની સેવા બજાવવામાં સદા સહાય થાઓ. આ વિગેરે ઘણુંજ મહાનપદને છાજતું વ્યાખ્યાન કર્યું હતું. ત્યારબાદ જૈન શાસનની જય બોલાવી સર્વે સભા વિસર્જન થઇ હતી.

આ શુભ પ્રસંગે પેથાપુરના શ્રીસંઘે એક દીલથી અને ઘણાજ હર્ષની લાગણીથી આ માંગલિક કાર્યમાં જોડાઇને નિર્વિઘ્ને અને શાંતીથી તે પાર પાડયું છે તેમના તરફથી આચાર્ય પદવીના મહોત્સવ વખતે નોકારશી કરવામાં આવી હતી તેમ તેના બીજા દિવસે સુરત નિવાસી રા. રા. ઝવેરી જીવણચંદ ધરમચંદ ઉદેચંદ તરફથી નોકારશી કરવામાં આવી હતી. આચાર્ય પદવીના મહોત્સવના દિવસે પેથાપુરના શ્રીસંઘ તરફથી શ્રીફળની પ્રભાવના કરવામાં આવી હતી તેમ શેઠ જગાભાઈ દલપતભાઇ ભગુભાઇ તરફથી શ્રીફળની પ્રભાવના કરવામાં આવી હતી. માણસાના શેઠ વિરચંદભાઇ કૃષ્ણાજી તરફથી લાડવાની પ્રભાવના કરવામાં આવી હતી. ઝવેરી ભુરીઆભાઇ જીવણચંદ તરફથી સાકરના પડીકાની પ્રભાવના કરવામાં આવી હતી. માણસાવાલા માધવલાલ અમથારામ તરફથી પેંડાની પ્રભાવના કરવામાં આવી હતી. તેમજ વલસાડના શેઠ નાથાલાલ ખુબચંદ તથા શેઠ ડાહ્યાભાઇ કેસુરજી તરફથી પતાસાંની પ્રભાવના કરવામાં આવી હતી. અમદાવાદના શેઠ ચુનીલાલ સુરજમલ તથા સાણંદના શેઠ ગોવિંદજીભાઇ ઉમેદ તરફથી પતાસાંની પ્રભાવના કરવામાં આવી હતી. અમદાવાદથી શ્રી સંભવનાથજીના દેરાસરવાળી ટોળી બોલાવવામાં આવી હતી તથા તે સીવાય બીજી ઘણી રીતે પેથાપુરના શ્રીસંઘ તરફથી ધામધુમ કરવામાં આવી હતી. આ પ્રસંગે નવ જણાંએ સજોડે ચોથું વ્રત ઉચર્યાં હતાં. બીજા પણ કેટલાંક વ્રતો ઉચર્યાં હતા.

---

## માનવ હિતબોધ.

( લેખક-શાહ વાડીલાલ શીવલાલ, અમદાવાદ. )

### સાર્દુલ વિક્રીડીત છંદ.

રે રે, માનવ જો વિચારી મનમાં, પામી રૂડા ધર્મને,
જાણી જો સઉ ધર્મ મર્મ જગમાં, ત્યાગી સઉ કર્મને;
મિથ્યા મોહ વિલાસમાં રખડીને, કાર્યો ન કીધાં રૂડાં,
નીતિ પંથ ઉથાપીને ભ્રમણમાં, માર્ગો ગ્રહ્યા તેં કુડા. ૧
માન્યું તેં તુજ દ્રવ્યને તુજ તણું, કીધું ન કોનું ભલું,
દીધું ના કદી દાન દીન જનને, માનું બને જે ભલું;
રાગી થૈ પરદારમાં અતી ઘણો, કામાભિલાષી થયો,
લક્ષ્મિ મોહવિલાસ રંગ ધુનમાં, રાચી રહ્યો તું ઘણો. ૨
ફેસન શોખ વિષે અંધ બનીને, વસ્ત્રો બહુ ધારતો,
દુઃખી, અંધ, અપંગ, દીન જનને, કાંઇ ન તું આપતો.

ઉંચા ભોમ કટારી દીવ્ય ઝરૂખાં, હર્મ્યો વિષે શોભતા.
તાહરે એ સઉ અંત વખતે, જાવું અંહી છોડતા. ૩
પિતૃ, માતૃ, ભગિની, પુત્રવધૂ એ, આદિ સૌ સ્નેહિઓ,
સાચુ ના કદિ કોઇ અત્ર જગમાં, માયા સ્નેહિ સૌ;
મિથ્યા કલ્પિત સ્વપ્ન વાત સમજી લેને ભજી ઇશને,
જેથી પામી શકાય પાર ભવનો, શાંતિ સદા શ્રીહરી, ૪
કર્તા કારણ ધર્મ કર્મ સુપન્થનું, જાણો સૌ આપણું;
કહેણી, રહેણી પાર તરણી, થાશે ભલું સર્વનું,
છો શાસન નાયક દેવ વિભુજી, દેવી સદા ભગવતી.
વંદુ હું દીન બાળ નાથ ચરણે, આપો પ્રભુ સન્મતિ. ૫.

# "जीवन जगमां सफळ तुंज हो !"

( લેખક—કલ્યાણ-વડોદરા. )

( ગઝલ. )

તિમિર અજ્ઞાનને હણવા, દુઃખોનાં મુળ સંહરવા,
કુરૂઢીની કતલ કરવા, જીવન જગમાં સફળ તુજ હો ?
દયા ધર્મો બનીને જે, કરે કૃત્યો અતિ કુડાં,
પમાડવા બોધ તે સૌને, જીવન જગમાં સફળ તુજ હો !
ધરીને ધ્યાન રહે ઢોંગી, બીછાવે જાળ પ્રપંચોની,
ફસાતા મુગ્ધને માટે, જીવન જગમાં સફળ તુજ હો !
કુસંપે જે બન્યા રોગી, સુસંપનો દોર ત્રોડીને,
બનાવવા ઐક્ય તેઓને, જીવન જગમાં સફળ તુજ હો !
બનીને ક્રુર રાક્ષસો, હણે નિર્દોષ પ્રાણીને,
દયા અમૃત હૃદય સિંચી, જીવન જગમાં સફળ તુજ હો !
અરે ! પુત્રી વેચતો પિતા, બનીને દુષ્ટ કસાઇ,
ગરીબડી ગાય છોડવવા, જીવન જગમાં સફળ તુજહો !
ગયેલું શૌર્ય મેળવવા, વધેલા ધર્મ વિક્ષેપો,
પડેલા પંથ મેળવવા, જીવન, જગમાં સફળ તુજહો !
કુધારા નાશ કરવાને, સુધારાથી થતાં પાપો,
તિલાંજલી સર્વને દેવા, જીવન જગમાં સફળ તુજ હો !
પરતંત્રમાં પિડાતા સૌ, થવા સ્વતંત્ર વિદ્યાથી,
ઉદ્યોગે લક્ષ્મી મેળવવા, જીવન જગમાં સફળ તુજ હો !
દુઃખીના દુઃખને ટાળી, ઉદ્ધરો દેશને જ્ઞાતિ,
જનમ સાફલ્ય કરવાને, જીવન જગમાં સફળ તુજ હો !

# વાંચો અને ખરીદ કરો.

યોગનિષ્ઠ મુનિ મહારાજ શ્રીમદ્ બુદ્ધિસાગરજીને શ્રી પેથાપુર મુકામે શાસ્ત્રવિશારદ જૈનાચાર્યની પદવી આપવામાં આવી તે શુભ પ્રસંગની યાદગીરી માટે 'શ્રીમદ્ બુદ્ધિસાગરજી ગ્રન્થમાળાનો અમુલ્ય લાભ.'

**વહેલો તે પહેલો. ફક્ત પંદર દિવસ. પોસ સુદી ૧૫ સુધીને માટેજ.**

| | | | |
|---|---|---|---|
| પરમાત્મ દર્શન. | ૦-૧૨-૦ | અધ્યાત્મ શાંતિ. | ૦-૩-૦ |
| તીર્થયાત્રાનું વિમાન. | ૦-૧-૦ | ઐતિહાસિક જૈન રાસમાળા. | ૧-૦-૦ |
| ભજન ભાગ ૬ ઠ્ઠો. | ૦-૧૨-૦ | આનન્દઘન પદ ભાવાર્થ સંગ્રહ. | ૨-૦-૦ |
| વચનામૃત. | ૦-૧૪-૦ | ભજન ભાગ ૭ મો. | ૦-૮-૦ |
| યોગદિપક. | ૦-૧૪-૦ | | |
| | | | ૭-૦-૦ |

ઉપરના રૂ ૭-૦-૦ સાતનાં પુસ્તકો એકી સાથે ખરીદનારને રૂ. ૫-૦-૦ માં આપવામાં આવશે. ઉપરાંત આત્મપ્રકાશ ગ્રંથ ભેટ આપવામાં આવશે. આવી ઉત્તમ તકનો લાભ લેવા ચુકશો તો અવશ્ય પસ્તાશો.

(આત્મપ્રકાશ ગ્રંથ તથા આનન્દઘન પદ ભાવાર્થ સંગ્રહની શીલક ઘણીજ જુજ છે, એટલે ઉપલી મુદત સુધીમાં પણ જો શીલકમાં હશે તો જ આપવામાં આવશે ).

જેઓ પાસે મંડળના અમુક ગ્રંથો હોય અને બાકીના ન હોય તે પૈકીના જોઇતા હોય તેની સવડની ખાતર રૂ. ૪-૦-૦ ની કીંમતના કોઈ પણ ગ્રન્થો મંગાવનારને ઐતિહાસીક જૈન રાસમાળા રૂ. ૧-૦-૦ ની તથા અધ્યાત્મ ભજન સંગ્રહ રૂ. ૦-૬-૦ ની કીંમતનો એ બે ગ્રન્થો ઉપરની મુદત સુધીમાં ભેટ આપવામાં આવશે.

# શ્રીમદ્ બુદ્ધિસાગરજી ગ્રંથમાળામાં આજ સુધીમાં પ્રગટ થએલ ગ્રન્થોની યાદી.

| ગ્રંથાંક. | પૃષ્ઠ. | કીં. રૂ. આ. પા. |
|---|---|---|
| ૦. ભજન સંગ્રહ ભાગ ૧ લો* | ૨૦૮ | ૦—૮—૦ |
| ૧. અધ્યાત્મ વ્યાખ્યાન માળા | ૨૦૬ | ૦—૪—૦ |
| ૨. ભજન સંગ્રહ ભાગ ૨ જો* | ૩૩૬ | ૦—૮—૦ |
| ૩. ભજન સંગ્રહ ભાગ ૩ જો. | ૨૧૫ | ૦—૮—૦ |
| ૪. સમાધિ સતકમ્... | ૩૪૦ | ૦—૮—૦ |
| ૫. અનુભવ પચ્ચિસી | ૨૪૮ | ૦—૮—૦ |
| ૬. આત્મ પ્રદીપ ... | ૩૧૫ | ૦—૮—૦ |
| ૭. ભજન સંગ્રહ ભાગ ૪ થો | ૩૦૪ | ૦—૮—૦ |
| ૮. પરમાત્મદર્શન ... | ૪૩૨ | ૦—૧૨—૦ |
| ૯. પરમાત્મજ્યોતિ... | ૫૦૦ | ૦—૧૨—૦ |
| ૧૦. તત્ત્વબિંદુ | ૨૩૦ | ૦—૪—૦ |
| ૧૧. ગુણાનુરાગ (આવૃત્તિ બીજી) | ૨૪ | ૦—૧—૦ |
| ૧૨. ૧૩. ભજન સંગ્રહ ભાગ ૫ મો તથા જ્ઞાનદિપીકા | ૧૯૦ | ૦—૬—૦ |
| ૧૪. તીર્થયાત્રાનું વિમાન (આવૃત્તિ બીજી) | ૬૪ | ૦—૧—૦ |
| ૧૫. અધ્યાત્મ ભજન સંગ્રહ .. | ૧૯૦ | ૦—૬—૦ |
| ૧૬. ગુરૂબોધ | ૧૭૨ | ૦—૪—૦ |
| ૧૭. તત્ત્વજ્ઞાનદિપીકા* | ૧૨૪ | ૦—૬—૦ |
| ૧૮. ગહુંલી સંગ્રહ ... | ૧૧૨ | ૦—૩—૦ |
| ૧૯. શ્રાવક ધર્મસ્વરૂપ ભાગ ૧ લો (આવૃત્તિ ત્રીજી.) | ૪૦ | ૦—૧—૦ |
| ૨૦. ,, ,, ભાગ ૨ જો (આવૃત્તિ ત્રીજી.) | ૪૦ | ૦—૧—૦ |
| ૨૧. ભજન પદ સંગ્રહ ભાગ ૬ ઠો ... | ૨૦૮ | ૦—૧૨—૦ |
| ૨૨. વચનામૃત | ૩૮૮ | ૦—૧૪—૦ |
| ૨૩. યોગદીપક | ૨૬૮ | ૦—૧૪—૦ |
| ૨૪. જૈન ઐતિહાસીક રાસમાળા | ૪૦૮ | ૧—૦—૦ |
| ૨૫. આનન્દઘન બહોતરી પદ ભાવાર્થ સહ. | ૮૦૮ | ૨—૦—૦ |
| ૨૬. અધ્યાત્મ શાન્તિ (આવૃત્તિ બીજી) | ૧૩૨ | ૦—૩—૦ |
| ૨૭. કાવ્યસંગ્રહ ભા. ૭ મો ... | ૧૫૬ | ૦—૮—૦ |

* આ નીશાનીવાળા ગ્રન્થો શીલક નથી.

**આ વખતના ઓર્ડરો ફક્ત નીચલેજ સ્થળે સ્વીકારવામાં આવશે.**

૧. અમદાવાદ—જૈન બોર્ડીંગ—ઠે. નાગોરીશરાહ.

૨. મુંબઇ શ્રી અધ્યાત્મજ્ઞાન પ્રસારક મંડળ—ઠે. ચંપાગલી.

# बोर्डींग प्रकरण.

## આ માસમાં આવેલી મદદ.

| | | |
|---|---|---|
| ૧-૦-૦ | શા લલ્લુભાઇ ન્હાલચંદ સ્કુલમાસ્તર. | ચીત્રોડા |
| ૨૫-૦-૦ | શા. જેશંગલાલ ડાહ્યાભાઇ હ. ગગડભાઇ ડાહ્યાભાઇ. | બાવળા |
| ૪૦-૦-૦ | શા. રતનચંદ આશારામ તરફથી શેઠ લાલભાઇ દલપતભાઇ. હ દોલા પારેખ. | અમદાવાદ |
| ૨૫-૦-૦ | શા. મગનલાલ સવચંદ સાતલીયા હ ચીમનભાઇ. | ,, |
| ૩૦-૦-૦ | શેઠ. ચંદુલાલ જેશીંગભાઇ હ. શા. પુનમચંદ ગોરધનદાસ. | ,, |

૧૨૧-૦-૦

જમણ:—યોગનિષ્ઠ મુનિમહારાજ શ્રીમદ્ બુદ્ધિસાગરજીને શ્રી પેથાપુર ખાતે માગશર સુદી ૧૫ ના દીવસે **શાસ્ત્ર વિશારદ જૈનાચાર્યની** પદવી આપવામાં આવી તે શુભ માંગલિક પ્રસંગની ખુશાલીમાં માણસાવાળા શેઠ વિરચંદભાઇ કૃષ્ણાજી તરફથી બોર્ડીંગના વિદ્યાર્થીઓને જમણ આપવામા આવ્યું હતું.

આ શિવાય ફીકાભટની પોળવાળા રા. રા શેઠ જમનાદાસ જેઠાભાઇ તરફથી ડીસ્પેન્સરીને લગતો કેટલોક સામાન બોર્ડીંગને ભેટ આપવામા આવ્યો છે જે સ્થળ સંકોચને લીધે આ અંકમા પ્રગટ કરી શક્યા નથી તો આવતા અંકમા પ્રગટ કરીશુ.

**બોર્ડીંગને માસિક મદદ:**—આ બોર્ડીંગને મદદ માટે ગયા અંક વખતે જે વિજ્ઞપ્તિપત્ર બોર્ડીંગના ઑનરરી સેક્રેટરી રા રા. વકીલ મોહનલાલ ગોકલદાસ બી. એ. એલ. એલ બી. ની સહીથી બોર્ડીંગની મેનેજીંગ કમીટીના ઠરાવ મુજબ કાઢવામાં આવ્યુ હતું. તેમાં લગભગ માસિક રૂ ૫૦ ) ની મદદના ફોર્મ ભરાયા છે. તે નામો સ્થળ સંકોચને લીધે આ અંકમા પ્રગટ કરી શક્યા નથી તો આવતા અંકમા પ્રગટ કરીશુ. જે જે સદ્ ગૃહસ્થોએ માસિક મદદનુ ફોર્મ ભર્યું છે તેને માટે બોર્ડીંગ તેમનો ઉપકાર માને છે અને દરેક જૈન બધુઓને વિજ્ઞપ્તિ કરીએ છીએ કે દરેક બધુઓ તેની રીતે ફોર્મ ભરી બોર્ડીંગને આભારી કરશે.

**બોર્ડીંગના વિદ્યાર્થીઓનું યુનિવર્સીટી વિગેરે ઉંચા ધોરણની પરીક્ષાનું પરીણામ.**

| ધોરણ. | બેઠા. | પાસ. | રિમાર્ક. |
|---|---|---|---|
| ઇંટરમીડીએટ. | ૩ | ૩ | આ બે વિદ્યાર્થી સેકન્ડ ક્લાસમાં પાસ થયા છે. |
| પ્રીવીયસ. | ૧ | ૧ | |
| મેટ્રીક્યુલેશન. | ૧૫ | ૧૩ | |
| બી જે મેડીકલસ્કુલ વર્ષ ૩ જુ | ૧ | ૧ | |
| વર્ષ બીજુ. | ૧ | ૧ | વિદ્યાર્થી ચંદુલાલ મથુરદાસે કેમેસ્ટ્રીના વિષયમા પહેલે નંબર તથા ક્લાસમાં બીજે નંબર આવવાથી ઇનામ મેળવ્યુ છે. |
| વર્ષ પહેલુ. | ૧ | ૧ | |
| કુલ... | ૨૨ | ૧૯ | |

આ સિવાય વિદ્યાર્થી ચંદુલાલ મયાચંદ બી. એ ની પહેલા વર્ષની પરિક્ષા કોલેજમાં પસાર કરી છે ને આવતે વર્ષે યુનિવર્સીટીની પરીક્ષામા બેસશે

# શાસ્ત્રવિશારદ જૈનાચાર્ય પૂજ્યપાદ યોગનિષ્ઠ શ્રીમદ્ બુદ્ધિસાગરજી સૂરીશ્વરજીનો વિહાર.

તા. ૧૮-૧૨-૧૩ ગુરૂવારના દિવસે બપોરના બે વાગતાં મહારાજશ્રીએ પેથાપુરથી વિહાર કર્યો તે પ્રસંગે સર્વે શ્રાવક શ્રાવિકાઓએ માંગળીક ગાયન સહિત ગામથી કેટલાક દૂર સુધિ હાજરી આપી હતી તેમજ અન્ય મતાવલંબી સદ્ગૃહસ્થોએ પણ સૂરીજી મહારાજશ્રીની દેશના સાંભળવા તથા દર્શન કરવા આવ્યા હતા. બાદ ગામની બહાર દવાખાનાની પાસે આચાર્ય મહારાજ પોતાના દશ શિષ્યો સહિત ઉભા રહી સકળ મનુષ્યોને મનુષ્ય જન્મની કીંમત તથા મનુષ્ય જન્મ પામી કરવા યોગ્ય કાર્યો. એ વિષયનો ઉપદેશ ઘણોજ અસરકારક ભાષામાં લગભગ પોણા કલાક સુધી દીધો હતો જેથી ઘણા શ્રાવક શ્રાવીકાઓ તથા અન્ય ધર્મીઓના હૃદયમાં ઘણીજ અસર થઇ હતી. બાદ સર્વેને યથાયોગ્ય વ્રતપચ્ચખાણ આપી આચાર્ય મહારાજશ્રીએ સ્વશિષ્યો સાથે મુકામ રાંધેજા તરફ ગમન કર્યું. તે પ્રસંગે લગભગ પચ્ચાસ ઉપરાન્ત સદ્ગૃહસ્થો લગભગ રાંધેજા સુધી સાથેજ હતા. તેટલામાંજ રાંધેજાનો સંઘ સામૈયા સહિત આચાર્ય મહારાજશ્રીની સામે આવ્યો. ઘણાજ આડંબરથી મહારાજશ્રીએ ગામમાં પ્રવેશ કર્યો. તે પ્રસગે ઉપાશ્રયની આજુબાજુનો ભાગ ધ્વજા પતાકાથી શણગારવામાં આવ્યો હતો. મહારાજશ્રીએ ઉપાશ્રયમાં પધારી પ્રભુ પૂજાથી થતા ફાયદા તથા પૂજાની વિધિ વિષે ઘણોજ અસરકારક બોધ આપ્યો હતો. બાદ પ્રભાવના કરવામાં આવી હતી. બીજે દીવસે પેથાપુરથી યૂરોપિયન વેઝીટરીયન સારી સાહેબ સૂરીશ્વરજીના દર્શનાર્થે આવ્યા હતા. તેમણે મહારાજશ્રીની સાથે ઘણી ઘણી બાબતની ધર્મ ચર્ચા કરી હતી. તા. ૨૧-૧૨-૧૩ ને રવિવારના દીવસે સવારના આઠ વાગતાં સ્ટેટ માણસા તરફ આચાર્ય મહારાજનો વિહાર થયો. તે ખબર માણસામાં મળતાં સકળ સંઘને અત્યાનન્દ થયો. દરબાર તરફથી મહારાજશ્રીનો સારો સત્કાર થયો હતો અને ઘણાજ આડંબરની સાથે નગરમાં પ્રવેશ થયો હતો. આ પ્રસંગનો દેખાવ ઘણોજ આહ્લાદ ઉપજાવનાર થઇ પડયો હતો કારણ જે ઠેકાણે રંગીબેરંગી બોર્ડો તથા ધ્વજા પતાકાઓ તથા કમાનો બાંધવામાં આવી હતી તેમજ બજારની અંદર રેશમી કીનખાબ, સારી ગજીઆણી, ઓળીયાં વીગેરેથી ઘણીજ શોભા કરવામાં આવી હતી. ઠેકાણે ઠેકાણે શ્રીફળ તથા ખાંડનાં રમકડાં તથા દર્પણ વિગેરેનાં તોરણો બાંધી અપૂર્વ શોભા કરી હતી. ત્યાંથી મહારાજશ્રીનું ગમન થયું તે પ્રસંગે સૂરીશ્વર મહારાજશ્રીની જય એવા અવાજથી આકાશ ગરજી રહ્યું હતું તેમજ સુશ્રાવીકાઓ મધુર સ્વરે મંગળ ગાણાં ગાતી હતી. તેવા સાડંબર સામૈયા સહિત આચાર્ય મહારાજશ્રીએ ઉપાશ્રયમાં પધારી ધર્મ દેશના શરૂ કરી. પંચેન્દ્રિયોના વિષય સુખમાં પોતાનો મનુષ્યાવતાર ન ગમાવતાં ધર્મ સાધન કરી જન્મ સફળ કરવો તે વિષયમાં ઘણોજ અસરકારક બોધ લગભગ એક કલાક સુધી દીધો હતો. બાદ સૂરીશ્વરજી મહારાજની જય બોલી પ્રભાવના લઇ સર્વે સદ્ગૃહસ્થો વિસર્જન થયા હતા.-મહારાજશ્રી હાલમાં અત્રે માણસામાં રહેનાર છે. દરરોજ સવારના નવથી અગીઆર વાગ્યા સુધી ધર્મ દેશના તેઓશ્રી આપે છે તેમાં સ્વધર્મી તથા ઘણા અન્ય ધર્મીઓ પણ ભાગ લે છે. ઉપાશ્રય શ્રોતાઓથી પૂર્ણ ભરાય છે. ધર્મનો ઉદ્યોત ઘણોજ સારી રીતે થાય છે.

પ્રેક્ષક.

---

(સ્વીકાર હવે પછી.)